ओ३म्.

જ્ઞાનવર્ધક ગ્રંથમાળા પુસ્તક—૧ લું.

# સુખ-કર.

લેખક અને પ્રકાશક,

છગનલાલ મેતાપસીંગ, બ્રહ્મભટ્ટ.
નિવાસી ખંભાત.

દોહરો

શુભ જ્ઞાને શોભા વધે, વળી વધે આચાર;
છગન ઉન્નતિદ્વારનો, માર્ગ એ વિચાર.

વિ. સંવત્ ૧૯૬૭ પ્રથમાવૃત્તી, પ્રત ૧૦૦૦ સને ૧૯૧૧

કિંમત ૦—૪—૦

અમદાવાદ—ધી ગુજરાત પ્રીન્ટીંગ પ્રેસમાં
શાહ સોમાલાલ મંગળદાસે છાપ્યું.

# અર્પણ–પત્રિકા.

સદા રા. રા. સર્જ્જન શિરોમણી,

શ્રીયુત્ આત્મારામ મોતીરામ દિવાનજી
બી એ.

મહેરબાન આસિ. ડેપ્યુટી એજયુકેશનલ
ઈન્સપેકટર સાહેબ–**સુરત.**

આપ એક સર્જ્જન વીર પુરૂષ છો, આપની ઔદાર્ય પરિસીમ છે, પરોપકારના પ્રશસ્તિપાત્રછો, સુજ્ઞછો, ગુણજ્ઞછો, ગ્રંથગ્રંથનના પૂર્ણ પરિક્ષકછો, સ્વદેશ કલ્યાણાર્થે, જનહિતાર્થે અને કેળવણી ઈ૦ પ્રત્યે ઉત્સાહ ધરાવોછો. વળી તે ઉપરાંત મારા ઉપર નિઃસ્વાર્થપ્રેમ, કૃપાદૃષ્ટિ અને ભવિષ્યની ઉચ્ચ અભિલાષાઓ સિદ્ધ કરી આપનાર આશ્રયદાતાને કૃતજ્ઞતા બતાવવાને માટેજ આ લઘુ પણ ઉપયોગી પુસ્તક ઘણીજ નમ્રતાથી આપને અર્પણ કરૂંછું.

| | |
|---|---|
| વિક્રમાર્ક ૧૯૬૭ | લી. તમારો ચર્ણરજ–કિંકર, |
| સુરત–આમલીરાન | **છગનલાલ મેતાપસીંગ બ્રહ્મભટ્ટ** |

# પ્રસ્તાવના.

ગુર્જર ભાષામાં દિનપ્રતિદીન સેંકડો પુસ્તકોનો ઉમેરો થતો જાય છે તે એજ સુચવે છે કે લોકસમુહમાં વાંચનનો શોખ વધતો જાય છે. પણ ઉછરતા યુવાન લેખકો—થી લખાયલી હલકા મનોવિકારથી ભરપુર નવલકથાઓનો ભોગ યુવાન સ્ત્રી—પુરૂષો થઇ પડે છે. તેનું પરિણામ એ આવે છે કે નીતિભ્રષ્ટ પ્યાર ને હલકા મનોવિકારમાં ઉત્તેજીત થાય છે. આવા સમયમાં મને એમ વિચાર થઇ આવ્યો કે કોઇ એવું પુસ્તક બહાર પાડવું જોઇએ કે જે યુવાન—વૃદ્ધ સ્ત્રી—બાળક વિગેરે દરેકને લાગુ પડી તેમને નીતિને રસ્તે દોરાવનાર નીવડે. એજ ઉદ્દેષથી આ સુખ—કર નામનું પુસ્તક હમારા ગુર્જર બન્ધુઓની સમીપમાં મૂકવાને મેં ઉમેદવારી કરી છે. તો આશા રાખીશું કે હમારા સુજ્ઞ આર્યબન્ધુઓ આ નાનકડા પુસ્તકને વાંચી વિચારી તેનો લાભ લેતા થશે તો આ લેખક પોતાનો ઉદ્દેશ પાર પડયો સમજી પોતાને કૃત—કૃત માનશે. અસ્તુ.

રામનવમી
સં ૧૯૬૭
ખારીકોઇ-ખંભાત.

ભવદીય,
છગનલાલ મેતાપસીંગ બ્રહ્મભટ્ટ.
નિવાસી-ખંભાત.

आचार लक्षणो धर्म संत स्त्वाचार लक्षणाः ।
आगमानां हि सर्वेषामाचार श्रेष्ठ उच्यते ॥ १ ॥
आचारप्रभवो धर्म धर्मादायुर्विवर्द्धते ।
आचाराल्लभतेह्यायु आचारा ल्लभते श्रियम् ॥ २ ॥

ભાવાર્થ—ધર્મનુ લક્ષણુ આચાર છે. મતલબ કે ટીલાં ટપકાં કે બહારનો દેખાવ એ કાંઈ ધર્મલક્ષણુ ચિન્હ નથી, પણ રૂડાં આચરણુ એજ ધર્મનુ મૂખ્ય લક્ષણુ છે. વળી આચાર એ સત્પુરૂષોનું ખાસ ચિન્હ છે. સર્વ શાસ્ત્રોમાં આચારને શ્રેષ્ટ કહેલો છે. ધર્મની ઉત્પત્તિ આચારમાંથી થાય છે ધર્મથી આયુષ્ય વધે છે, સદ્દવર્ત્તનથી આયુષ્ય પ્રાપ્ત થાય છે. અને સદ્દવર્તનથી સંપત્તિ મળે છે.

महा. भा. अनुशासन पर्व.

उद्यमेनास्ति दारिद्र्यं जपतोनास्ति पातकम् ।
मौनं च कल्हो नास्ति नास्तिजागरितोभयाम् ॥

वृद्धचाणक्य.

ભાવાર્થ—ઉદ્યમે કરીને દારિદ્ર નાશ પામે છે, પરમાત્માના સ્મરણુ થકી ભૂત, ભવિષ્ય અને વર્તમાન એ ત્રણે કાળનાં પાપ બળીને ભસ્મ થઈ જાય છે, મુંગા રહેવાથી કલેશ નાશ પામે છે અને હમેશાં જાગૃત રહેવાથી ચોરનો તથા ગમે તે પ્રકારનો ભય નાશ પામે છે.

श्रीगणेशायनमः

# મનુષ--કર્તવ્ય

## અથવા

# આત્મશુદ્ધિનો સરલ માર્ગ.

---

વાંચો વિર વિવેકથી, જ્ઞાન તણો ભંડાર;
શુભ બુદ્ધિ આપશે, દયાનીધિ દાતાર.

## પ્રવેશિકા.

"મનુષ ? તું રાત્રે સુવાને તૈયાર થા ? પણ જ્યાંસુધી તેં આખા દિવસમાં કરેલાં કાર્યોની તું અંતઃકરણથી તપાસ ન કરી જાય, ત્યાંસુધી તું, નિદ્રા–ઊંઘને વશ થતો નહિ. તારા મન સાથે આ પ્રમાણે વિચાર કર; મારી કયાં ભુલ થઈ છે ? મેં શું શું કાર્ય આજે કર્યું છે. મારે કરવા લાયક કયુ કામ મેં નથી કર્યું ? જો આ રીતે તપાસ કરતાં અંતઃ-કરણ સાથે બારીક તપાસ કરતાં તને એમ લાગે કે કોઈ અયોગ્ય કાર્ય આજે તારા હાથે થવા પામ્યું છે, તો તે વા-સ્તે તારી જાતને સખ્ત ઠપકો આપજે. જો તેં કોઈ પણ શુભ કાર્ય કર્યું હોય તો તેથી હૃદયમાં આનંદ માનજે."

આપણે કરવા યોગ્ય શું છે અને ન કરવા યોગ્ય શું છે, એ બાબતનું જ્ઞાન મનુષને પહેલુ મળે તો પછી ભૂલ કયાં થએલી છે, અથવા પોતે કયુ કામ નથી કર્યું તેનો ખ્યાલ

તેને આવી શકે. જો આ જ્ઞાન આપણને બરાબર હોય તોજ શુભ કામની આપણે પ્રસંશા કરી શકીએ અને અશુભ કામ વાસ્તે પસ્તાવો કરી શકીએ. આ વિચારથી અત્રે કરવા યોગ્ય અને ન કરવા યોગ્ય કાર્યોની નોંધ આપેલી છે, તે પર આત્મશુદ્ધિની ઈચ્છા રાખનાર–હરેક વિદ્યાર્થી અને દરેક ઉદ્યમે વળગેલા મનુષ્યોએ વિચાર કરવો.

આ તપાસ દરરોજ સૂતી વેળાએ કરવી જોઇએ. દર રોજ આમ કરવાથી આપણી યાદદાસ્તી વધતી જશે. અને ભૂલ કરવાના પ્રસંગો જેમ બને તેમ ઓછા થતા જશે.

જેમ રાત્રીએ વ્યાપારી નફા નુકશાનનું સરવૈયું કાઢે છે તેમ આપણે પણ આત્માના ગુણના વ્યાપારનું દર રાત્રીએ સરવૈયું કાઢવું જોઇએ. આપણે આપણા અંતઃકરણરૂપી ન્યાયાધિશ પાસે આખા દિવસમાં કરેલાં કાર્યોનો હિસાબ આપવો જોઈએ આપણે દર રાત્રીએ આત્મપ્રભુ સમક્ષ નીચે પ્રમાણે બોલવું જોઇએ; " મારી ભૂલ કયાં થઈ છે? મેં શું કર્યું છે? મેં કરવા યોગ્ય શું નથી કર્યું. "આટલા શબ્દોમાં બધી બાબતો સમાઈ જાય છે.

આપણે કરવા યોગ્ય કાર્યો કયાં છે તેના બરાબર વિભાગ આ નાનકડા પુસ્તકમાં આગળ જતાં પાડવામાં આવશે, છતાં અત્રે ટુંકામાં કેટલાએક નિયમો જણાવીશું.

આપણે આપણા ઈષ્ટદેવ તરફ ભક્તિભાવ રાખવો; આપણા માતા-પિતા તથા વડિલો તરફ પૂજ્યભાવ રાખવો;

સત્પુરૂષોનો સમાગમ કરવો; આપણા મનોવિકાર અને હુ- લકી વાસનાઓને સંયમ (કાબુ)માં લાવવી, વ્યાપારમાં તે- મજ દરેક ધંધા–હુન્નરમાં ન્યાય પૂર્વક વર્તવું, જીંદગીની ક્ષણિકતા અને લક્ષ્મીનું ચંચળપણું વિચારવું, ઉચ્ચ વિચા- રો અને ભાવનાઓપર આપણું મન સ્થિર કરવું, દરેક કા- ર્ય કરતા પહેલાં અથવા દરેક શબ્દ બોલતા પહેલાં બહુ વિચાર કરવો, કોઈ પણ બાબતનો દુરાગ્રહ નહિ કરતાં સત્યના શોધક બનવું, ટુંકમાં જેથી દુર્ગુણ નાશ પામે, સદ્ગુણ ખીલે અને આત્માની સન્મુખ જવાય તેવા સર્વ ઉપાયો યોજવા. આ સર્વનો દરેક મનુષે પોતાના કર્તવ્ય કરવા યોગ્ય કામોમાં સમાવેશ થઈ જાય છે.

ઉપર જણાવેલાં કાર્યો કરવા યોગ્ય છે, એવી એકવાર આપણી બરાબર ખાત્રી થાય તો પછી આપણને એક ઉ- મદા ધોરણ મળે છે અને તે ધોરણ વડે આપણે આપણા કાર્યોની તુલના આત્મપ્રભુ સન્મુખક રી શકીએ છીએ.

આ ધોરણનો બરાબર ખ્યાલ હૃદયમાં રાખી રાત્રિએ આપણી જાતને પુછવું જોઇએ કે, "મેં ભુલ કયાં કરી છે? અથવા તો મેં સારૂં શું કર્યું છે? જો આખા દિવસના કા- ર્યોની બરાબર તપાસ કરતાં આ સવાલના જવાબમાં આ- પણને હૃદયથી એમ લાગે કે આમાંનો એક પણ નિયમ આખા દિવસમાં મેં નથી ભાગ્યો તો તેજ વખતે આપણું

અંતઃકરણ આપણા કંઠમાં દિવ્ય આનંદની માળા આરોપે છે. પણ બારીક તપાસથી અંતે આપણને એમ લાગે કે આપણાથી આ દિવસમાં કેટલાક દોષ થએલા છે તો તેજ અંતઃકરણ પશ્ચાત્તાપની અગ્નીથી આપણને બાળે છે, જેમ સોનાને લાગેલો મેલ અગ્નિથી બળી જાય છે, એજ રીતે આત્માને લાગેલો મેલ આ પશ્ચાત્તાપની અગ્નિથી બળી જાય છે, અને આત્મા શુદ્ધ બને છે; આ હેતુથીજ દરરોજ રાત્રીએ ઊંઘતાં પહેલાંજ દિવસમાં કરેલાં કાર્યોની તપાસ કરવાની ખાસ જરૂર છે.

શરૂઆતમાં કેટલાક દિવસ સુધી આ કામ કરવામાં શરીર તમને વિઘ્નરૂપ થશે, તમને કેટલીકવાર આ તપાસ કર્યા શિવાય એમને એમ સુઇ જવાનું મન થશે, પણ તેથી જરા પણ ઘભરાતા નહિ પણ તમારા નિશ્ચયને વળગી રહેજો. જો તમારા આત્માને પવિત્ર બનાવવાનો સંકલ્પ દ્રઢ હશે તો આ અડચણ દૂર થતાં વાર લાગશે નહિ. થોડા દિવસ સુધી ટેવ પાડયા પછી શરીર જરૂર તમારી આજ્ઞા પ્રમાણે વર્તશે.

જે પાપ કરવામાં આવે છે, તેના બે વિભાગ પાડી શકાય. કરવા યોગ્ય કાર્ય નહિ કરવાથી પાપ બંધાય છે આ માટે બે જુદા જુદા પ્રશ્નો આપણે આપણી જાતને પુછવા જોઇએ, “ મારે કરવા યોગ્ય કયુ કામ આજના દિવસમાં

ભુલી ગયો છું ?" એ પ્રથમ સવાલ છે. બીજો સવાલ એમ જણાવે છે કે "મેં નહિ કરવા યોગ્ય કયું કામ આજે કર્યું છે?"

આ રીતે આપણને જણાય છે કે, પાપના બે વિભાગ છે.

(૧) શુભ કાર્ય કરવાનું ભૂલી જવું તે,

(૨) ખરાબ કાર્ય કરવું તે;

આ બન્ને જુદી બાબત છે.

એક, વિધિમાર્ગનું ઉલંઘન છે. બીજુ, પ્રતિષેધમાર્ગનું ઉલંઘન છે.

દાખલા તરીકે ધર્મશાસ્ત્રો એમ ઉપદેશ આપે છે કે માતપિતાની ભક્તિ કરવી. જે મનુષ્ય માતપિતાની ભક્તિ નથી કરતો તે આ વિધિમાર્ગોથી વિરૂદ્ધ ચાલે છે વળી શાસ્ત્રમાં લખેલું છે કે, "તું ચોરી કરનો નહિ" આ પ્રતિષેધ નિષેધમાર્ગ છે. હવે જે ચોરી કરે છે તે, પ્રતિષેધમાર્ગની વિરૂદ્ધ વર્તે છે એટલે કે, પ્રતિષેધમાર્ગનું ઉલંઘન કરે છે.

આ સબંધમાં એક અગત્યની બાબત ઉપર તમારૂ ધ્યાન ખેંચવાનાં આવે છે. રાત્રીએ આ તપાસ કરતી વખતે પોતે કરેલાં ઘણાં કાર્યો ભુલી જવાય છે. તેમ ન બને તે માટે આ એક ઉપાય સુચવવામાં આવે છે.

પ્રાત:કાળથી આરંભ કરવાને બદલે રાત્રીથી આરંભી કાર્યનું અવલોકન કરો. રાત્રીએ અવલોકન કરવા માંડયું તે

અગાઉ મેં શું કાર્ય કર્યું હતું ? તે પહેલાં હું કયાં હતો? ત્યાં શું કરતો હતો? આ રીતે રાત્રીથી આરંભી છેક પ્રાતઃકાળનું કાર્ય યાદ આવે ત્યાં સુધી વિચારમાંને વિચારમાં પાછા જવું. આમ કરવાથી એક પણ કાર્ય તમે ભુલી જશો નહિ. અને તમે કરેલાં કાર્યોનું બારીક અવલોકન તમારા અંતરાત્મારૂપી ન્યાયાધિશ પાસે કરી શકશો. આપણું અંતઃકરણ એજ આપણો સાચો ન્યાયાધિશ છે, તેના જેવો સમર્થ ને સત્યપ્રિય ન્યાયાધિશ તમને બીજે કોઇ સ્થળે મળી શકશે નહિ. અંતઃકરણથી કાંઈ છુપુ નથી. એ ખરેખરો ન્યાય આપે છે, તેનામાં જરા પણ પક્ષપાત નથી. આપણે બાજાનો ઉપદેશ ન ગણકારીએ પણ આ અંતઃકરણનો એવો સખ્ત હુકમ છે કે, તેને ગણકાર્યા વિના ચાલેજ નહિ.

આ પ્રમાણે દરરોજ બુદ્ધિપૂર્વક ખરા અંતઃકરણથી પ્રયત્ન કરવાથી અશુભ કાર્યો કરતાં આપણે અટકીએ છીએ, અને શુભ કાર્યોમાં સ્વભાવિક રીતે આપણી પ્રવૃતિ થાય છે અને આપણું હૃદય નિર્મળ બને છે. જો આ સઘળા લાભ મેળવવા તમારી ઝીગરની ઇચ્છા હોય, જો આત્માની શુદ્ધતા મેળવવી હોય તો દરરોજ સુતી વેળાએ એકાગ્ર ચિત્તથી નીચેનો ભાગ વાંચો, વિચારો અને તે પ્રમાણે વર્તો.

# આત્મનિરીક્ષણ

## અને

## દરરોજના કર્તવ્યોનું અવલોકન.

---

## દરરોજ સૂતી વખતે કરવા યોગ્ય વિચારો.

---

હે પરમકૃપાળુ દયાવાન્-ક્ષમાવાન્ પ્રભુ ? આજે પૂર્ણ થતા દિવસની અંદર આ-મારા જીવથી માનસિક, વાચિક કે કાયિક જે કાંઈક પાપ થયું હોય તેની આપ સમક્ષ ખરા અંતઃકરણપૂર્વક ક્ષમા માગવાને આ મારો જીવ તત્પર થએલો છે. હે સમર્થ અને સર્વવ્યાપક પ્રભુ ? આપ સર્વ જાણોછો, એટલે આજના દિવસમાં મારાથી કયા અપરાધો થવા પામ્યા છે, તે આપથી અજાણ્યું નહિ હોય, છતાં કરવા યોગ્ય કામ નહિ કરવાથી અથવા નહિ કરવા યોગ્ય કામ આચરવાથી મેં જે દોષ કર્યા હોય, તે આપ સમક્ષ નિવેદન કરવાને હું પ્રવૃત્ત થએલો છું. હે નિર્વિકારી પ્રભુ ? આપની કૃપાથી શુદ્ધ આચરણ શેમાં રહેલું છે. અને અશુદ્ધ આચરણ શેમાં રહેલું છે તેથી હું તદ્દન અજાણ્યો નથી, પણ ક્રોધ, અહંકાર, કપટ, લોભ, કે કામને વશ થઈ મારાથી જે અશુભ આચરણ થયું હોય

તે આપને જણાવી હું આપ પાસે ક્ષમા યાચુંછું; અને ઇચ્છુંછું કે ફરીથી એવું કોઈપણ નીચ યાને ખરાબ આચરણ મારાથી ન થાય તેવું બળ–બુદ્ધિ મને મળે. અસ્તુ.

( નીચે જણાવેલા ) દશ અધર્મોથી, પ્રમાદદશાથી અથવા અજ્ઞાનતાથી જે પાપ થવા પામ્યું હોય, તેનું હું સ્મરણ લાવુંછું તે કામને આત્મસાક્ષીએ, તેમજ હે પ્રભુ ? આપની સાક્ષીએ અનુચિત ગણુંછું, નિંદુછુ; અને ફરીથી તે કામ હું નહિ કરૂં એવી દ્રઢ પ્રતિજ્ઞા આપની સન્મુખ હૃદયથી લઉંછું.

## દશ અધર્મ નીચે પ્રમાણે છે.

### ત્રણ પ્રકારનાં માનસિક (મનનાં) પાપ.

(૧) પારકા દ્રવ્યની અયોગ્ય ઇચ્છા કરવી;
(૨) કોઇપણ પ્રાણીનું બુરૂ ચિંતવવું;
(૩) અસત્ય વાતને સત્ય તરીકે સ્વીકારી લેવી;

### ચાર પ્રકારનાં વાચીક પાપ, (વાણી)

(૧) કોઇને પણ દુઃખ થાય તેવું કડવું વચન બોલવું;
(૨) હૃદયથી જે માનતા હોઈએ તે વિરૂદ્ધ અસત્ય બોલવું;
(૩) પારકી ચાડી કે નિંદા કરવી;
(૪) સબંધવગરનાં ગપ્પાં મારવાં, સમયને નકામો ગુમાવવો;

## ત્રણ પ્રકારનાં શારીરિક પાપ.

(૧) બીજાએ નહિ આપેલી વસ્તુ લોભથી કે અન્યાયથી ગ્રહણ કરવી;

(૨) કોઇ જીવની હિંસા કરવી;

(૩) પરસ્ત્રી સાથે અયોગ્ય વર્તન આચરવું;

આ દશ પ્રકારના દશ અધર્મમાંથી કોઇ પણ અધર્મ મન, વચન કે શરીરથી આ જીવે આચર્યું હોય તો તેની આત્મસાક્ષીએ મન, વચન અને શરીરથી ક્ષમા માગું છું. હૃદયથી તેનો પશ્ચાત્તાપ કરૂંછું; ફરીથી તેવું નહિ કરવાની પ્રતિજ્ઞા લઉંછું, અને તે પ્રતિજ્ઞા પાળવાનું બળ મને મળો એવી હે પ્રભો ! આપ પાસે પ્રાર્થના કરૂંછું. અસ્તુ.

જે પાપને વાસ્તે ક્ષમા માગવા અને આત્મસાક્ષીએ પશ્ચાત્તાપને કરવા હું તૈયાર થએલોછું; તે પાપની ક્ષમા માગવાનો અને પશ્ચાત્તાપ કરવાનો ફરીથી સમય ન આવે એજ આ હૃદયની પ્રાર્થના છે. અસ્તુ.

## દશ પ્રકારનાં ધર્મ.

(૧) શમ પાળવો એટલે મનને કાબુમાં રાખવું. અને જુદા જુદા વિચારોમાં અને વિષયોમાં તેને રખડવા ન દેવું.

(૨) દમ ગુણ સેવવો, એટલે દરેક પ્રસંગે ઇન્દ્રિયો પર સંપૂર્ણ કાબુ રાખવો.

(૩) દરેક પ્રસંગે સત્ય બોલવું.

(૪) લોકોએ આપણા તરફ કરેલા અપરાધ વાસ્તે હૃદયથી ક્ષમા આપવી.

(૫) ધર્મ કાર્યમાં યથાશક્તિ દરરોજ ધન આપવું.

(૬) દયાનું કાંઈપણ સારૂં કામ કોઈનાપર કરવું.

(૭) પ્રભુ પૂજન, ગુરૂભક્તિ અને વાડલોનો વિનય કરવો.

(૮) મન, વચન અને કાયાથી શુદ્ધતા પાળવી.

(૯) જ્ઞાન મેળવવામાં પ્રાતદિન થોડો પણ સમય પસાર કરવો.

(૧૦) જગતના તમામ જીવોનું કલ્યાણ થાઓ, એવી શુભ ભાવના દરરોજ ઓછામાં ઓછી પાંચ મીનિટ ભાવવી.

આ દશ પ્રકારનાં કરવાયોગ્ય કાર્યોમાંથી આચરવાયોગ્ય ધર્મોમાંથી જો કોઈ પણ ધર્મ કાંઈકે પણ અંશે હું કરવા આજના દિવસમાં સમર્થ થયો હઉં તો તે કાર્યને હું સારૂં ગણું છું તે કાર્ય વાસ્તે હું આનંદ પામુંછું. અને તેવું કાર્ય કરવાનું વિષેશ બળ પ્રાપ્ત થાવ એજ હૃદયની તિવ્ર ઇચ્છા છે. અસ્તુ.

આ રીતે હે પ્રભુ ! મારા દુર્ગુણો વિનાશ પામો ? દશ સદ્દગુણો ધીમે ધીમે વૃદ્ધિ પામતા જાઓ ? મારામાં જે કાંઇ શક્તિઓ હોય તેનો પરોપકાર વાસ્તે સદ ઉપયોગ થાઓ ? એજ હે દેવ ? મારી પ્રાર્થના છે. છેવટમાં એજ યાચના છે કેઃ—

अहं सर्वान् क्षमे जीवान् ते च क्षाम्यन्तु मां सदा ।
मैत्री मे सर्व भूतेषु वैरं मम न केनाचित् ॥

ભાવાર્થ—" હું સર્વ જીવને ક્ષમા આપું છું; સર્વ જીવો મને ક્ષમા આપો ? મારે સર્વ પ્રાણીયો સાથે મૈત્રી-ભાવ છે, મારે કોઇ સાથે વેર નથી. "

शिवमस्तु सर्व जगतः परहित निरत्ता भवन्तु भूतगणाः ।
दोषाः प्रयान्तु नाशं सर्वत्र जनः सुखी भवन्तु ॥

ભાવાર્થ—સર્વ જગતનું કલ્યાણ થાઓ, પ્રાણીમાત્ર પારકાના હિતમાં તત્પર થાઓ, સર્વ દોષો નાશ પામો, અને સર્વ સ્થળે લોકો સુખી થાઓ. અસ્તુ.

## દોહરો.

શ્રીપતિ શ્રીનાથજી, કરૂણાસાગર આપ;
અર્જ સુણી અવિનાશજી, છગન કષ્ટો કાપ.

અસ્તુ.

ॐ શાન્તિ શાન્તિ શાન્તિ.

# હિતવચનમાળા.

૧ શાન્તિ અને સંપ વિજયની ચાવી છે.
૨ ધનપ્રાપ્તીની ઇચ્છા રાખનારે ઘરથી ધર્માચરણ કરવું.
૩ લક્ષ્મીવાને તથા હોદ્દેદારે મદોન્મત થઇ ઉદ્ધતા વાપરવી નહિ, કારણ કે જરા જેમ સ્વરૂપનો નાશ કરે છે તેમ ઉદ્ધતા લક્ષ્મીનો-હોદ્દાનો નાશ કરે છે.
૪ વિદ્યા-વેલી-વનિતા ને નૃપ એ જે તેની પાસે, તની સાથે લુબ્ધ થાય છે.
૫ કપટથી કરેલુ કાર્ય હિતકર થતું નથી (કાર્યની સિદ્ધિ થતી નથી).
૬ હર્ષ-શોક અને સંકટ સમયે સહસાકૃત કરવું નહિ.
૭ યથાશક્તિ દાન-કૃતજ્ઞતા-પુરૂષાર્થ-મિતભાષણ-ઇન્દ્રિયો ને વશ રાખવી-બુદ્ધિ-ઊંચકુળમાં જન્મ અને ધર્મનું જ્ઞાન એ મનુષના શૃંગારરૂપ છે.
૮ ભૂખ્યાથી-ઊતાવળાથી-બીકણથી-લાલચુથી-ક્રોધિષ્ટથી-હીમતરહીતથી-મદ્યપાન કરનારથી-વિષયસુખમાં અંધ બનેલાથી-કામીથી ને ધાતુદોષથી વિકળ થએલાથી ધર્મ નાશતો કરે છે.
૯ પ્રિય બોલનાર-દુઃખ સહન કરનાર-નિન્દાનો ત્યાગ કર-

નાર-યોગ્યરીતે વર્તનાર-પોતાનાં વખાણુ નહી કરનાર મનુષ સર્વત્ર પ્રિતી મેળવે છે.

૧૦ સત્ય ધર્મનું રક્ષણુ કરે છે, કાર્ય કર્મનું રક્ષણુ કરે છે, સ્વચ્છતા શરીરનું રક્ષણુ કરે છે, સદાચરણુ કુળનું રણુક્ષ કરે છે, અને ઘટ વસ્ત્રોથીજ સ્ત્રીઓના શરીરની રક્ષા થાય છે (લજ્જા સચવાય છે).

૧૧ ઘોડો-ઘર-ખાટલો-વિદ્યા-હથીયાર અને હાથી એ વપરાશથીજ સારાં રહે છે.

૧૨ તપ કરનાર-ઇન્દ્રિયોને કાબુમાં રાખનાર-પુન્યકર્મ કરનાર-ભૂખ્યાને ભોજન કરાવનાર અને યજ્ઞહોત્રાદિ કર્મ કરનારનેજ કુળવાન કહી શકાય.

૧૩ કામી પુરૂષથી લજ્યા દૂર રહે છે.

૧૪ આશા ધૈર્યનો નાશ કરે છે, મૃત્યુ-પ્રાણનો નાશ કરે છે, જરા રૂપનો નાશ કરે છે, કાળ વખતનો નાશ કરે છે, ક્રોધ લક્ષ્મીનો નાશ કરે છે, અને હુંપદ તો સર્વનો નાશકર્ત્તા છે માટે તેનાથી સાવધાન રહેવું.

૧૫ દુર્જનનાં મીઠાં વચન નુકશાનકર્ત્તા છે, અને સજ્જનનાં કટુવચન હિતકર છે.

૧૬ વિદ્વાન વૈરી હોય તે સારો, પણ મૂર્ખ મંત્રી ખોટો.

૧૭ સર્વ પ્રાણીપર સમદ્દષ્ટી-ક્ષમા-ધૈર્ય-સ્નેહીઓને સત્કાર અને કોમળતા એ આયુષને વધારનાર ગણાય છે.

૧૮ કુળવાન દુરાચારી કરતાં અકુળવાન પણ મર્યાદામાં ર-
હેનાર હજાર દરજ્જે ઊત્તમ છે.

૧૯ વિચાર-બુદ્ધિ ને કાર્યની એકયતાવાળો સ્નેહ અખંડ
રહે છે.

૨૦ મૂર્ખ-ક્રોધી-સહસાકૃત કરનાર-ધર્મરહિત, એવા મનુ-
ષનો સંગ કરવો તે નુકશાનકર્ત્તા નીવડે છે.

૨૧ પ્રેમી-ઇન્દ્રિયોને કાબુમાં રાખનાર ને મર્યાદામાં રહેનાર
મિત્રનો ત્યાગ કરવો નહિ.

૨૨ ક્ષમા વગરનું તપ-સંતોષ વગરનું સુખ-દયા વિનાનો
ધર્મ-એટલાં નીરર્થક છે.

૨૩ પશુ-પ્રાણી-પંખી ને મનુષને મોટામાં મોટી બીક મ-
રણની છે.

૨૪ બાન્ડુઓની-પત્નીની-પુત્રોની-નોકરોની-બુદ્ધિની-બળની
અને મિત્રની પરિક્ષા વિપત્તિમાંજ થાય છે.

૨૫ અશક્ત છતાં બળવાન સાથે બાથ ભીડનારને, ધંધામાં
ધન ગુમાવનારને, વિષયવાસનાની ઇચ્છાવાળાને, ચોરને
અને જુઠાને, નિદ્રાદેવી પુરતો આશ્રય આપી શકતી નથી.

૨૬ સત્તારહિત શાણપત કીમતવિનાનું લેખાય છે.

૨૭ આળસુને અધીરાઇવાળો માણુસ મોટ્રો વહેપાર કરી
શકતો નથી.

૨૮ પિતા–માતા–સાસુ–સસરો–અન્નદાતા ને વિદ્યાગુરૂ, એ મને ઇશ્વર તુલ્ય ગણી સેવા કરવી.

૨૯ ઇશ્વરપર શ્રદ્ધા રાખનાર, વડિલોનું વચન પાળનાર, યથાશક્તિ દાન કરનાર, અને અતિથિનો સત્કાર કરનાર યશ પ્રાપ્ત કરે છે.

૩૦ અગ્નિહોત્ર–મિતભાષણ–વેદાધ્યન અને યજ્ઞ, એ અભય આપનાર છે. પરન્તુ માન માટે કરી હોય તો ભયકારી છે.

૩૧ દુઃખમુક્ત થએલ મનુષ પોતાને કૃત કૃત માને છે.

૩૨ સ્નેહી–નોકર અને હું તમારોજ છું, આમ બોલનાર, એ ત્રણ શરણે આવ્યા હોય તો તેમનો પ્રાણાન્તે પણ ત્યાગ કરવો નહિ.

૩૩ પોતાને દુઃખદેનાર ને સુખદેનાર પર સમદૃષ્ટી રાખનાર વિદ્વાનની પંક્તી ભોગવે છે.

૩૪ જેનામાં આત્મજ્ઞાન હોય, જે શક્તિ મુજબ કાર્યો કરતો હોય, મોટા મનવાળો હોય, અધર્મનો શત્રુ હોય અને જે પુરૂષાર્થ કરવામાં પાછો હઠતો નથી તેનેજ સજ્જન કહેવાય છે.

૩૫ શાસ્ત્રથી આત્મજ્ઞાન થાય છે, શક્તિથી કાર્યનો આરંભ કરી શકાય છે, વૈરાગ્યથી સહનશીલતા આવે છે, શ્રદ્ધાથી ધર્મમાં એકનિષ્ટા થાય છે, આચાર વિષયનો અનર્થ કરે તો દુર્જનોને પુરૂષાર્થથી ભ્રષ્ટ કરે છે.

૩૬ ક્રોધ-હર્ષ-ગર્વ-લજ્યા-અતડાઈ, એ જેને સ્પર્શ કરતી ન હોય તેનેજ વિચીક્ષણ ગણવો.

૩૭ સુખમાં-દુઃખમાં-ભયમાં-પ્રેમમાં અને પડતી અવસ્થામાં નિરાશ ને આળસુ બનવું નહિ.

૩૮ બને તેટલા ઉપાય કરવાથી જે વસ્તુ મલે નહિ તેવી હોય તો તેની સ્વપ્નમાં પણ ઇચ્છા કરવી નહિ.

૩૯ ભુતકાળનો શોક ન કરનાર, દુઃખમાં ધૈર્ય ધરનાર, અને સુખમાં છકી ન જનારનેજ ડાહ્યા ગણવા.

૪૦ યોગ્યાયોગ્યનો વિચાર કરી કાર્યનો આરંભ કરવો, આરંભ કરી અધવચ પડતું મૂકવું નહિ.

૪૧ જે પોતાનો સમય ફોગટ જવા દેતો નથી, જે મનને આધીન રાખે છે, કોઇનો દ્વેષ કરતો નથી, સન્માન અને અપમાનને જે સમ ગણે છે, વડિલોની મર્યાદાનુ રક્ષણ કરનાર, અને જે સંપતી આપનાર કાર્ય આદરે છે, તેને વિદ્વાન જાણવો.

૪૨ સ્ત્રી-પુત્ર-નોકર, એ જીંદગીપર્યન્ત પરાધીન છે.

૪૩ ચોરી કરવી, પરસ્ત્રીનુ સેવન, અને સંબંધીયોનો અનાદર, એટલાં દુઃખકર્ત્તા છે.

૪૪ કામ-ક્રોધ-લોભ અને મોહનો, સદ્‌ગતિ ઇચ્છનારે ત્યાગ કરવો જોઇયે.

૪૫ સત્ય, દાન, સાવધાનતા, પ્રેમ, ક્ષમા, ધીરજ અને પુ-

રૂષાર્થ, એ ઇચ્છીત વૈભવ આપનાર છે.

૪૬ રોગરહિત શરીર, ધનપ્રાપ્તી, પ્રિયને પ્રિય બોલનારી સ્ત્રી, આજ્ઞાંકિત પુત્ર, અને પુરૂષાર્થ આપનારી વિદ્યા, એટલાં સુખકર્ત્તા છે.

૪૭ કામ, ક્રોધ, લોભ મોહ, શોક, મદ, એટલાંને આધિન કરનાર જીતેંદ્રિય કહેવાય છે.

૪૮ કામને, ક્રોધને, લોભને, ઇર્ષ્યાને અને અહંકારને તજનારજ સાધુ હોઈ શકે.

૪૯ એકલપેટો, મૂર્ખ કૃતઘ્ની અને નિર્લજ મનુષનો વિના વિલંબે ત્યાગ કરવો.

૫૦ દુરાચરણીપર, મૂર્ખપર, ઇર્ષ્યાળુપર, ધર્મરહિતપર, વિવેકરહિત ભાષણકર્ત્તાપર અને તામસી સ્વભાવવાળાપર એકપછી એક એમ વિઘ્નો આવ્યાજ કરે છે, માટે સુખમાં રહેવાની ઇચ્છાવાળા મનુષે તેનો ત્યાગ કરવો.

૫૧ સાત્વિક અને મોળો અહાર બુદ્ધિમાં, શરીરમાં અને બળમાં ફાયદો કરે છે.

૫૨ વેદાધ્યન વગરના બ્રાહ્મણ શુદ્ર તુલ્ય છે.

૫૩ ક્ષમા એ મોટામાં મોટું બળ છે.

૫૪ જમવામાં, વિચારમાં, મુસાફરીમાં, કાર્યારંભમાં અને કાર્યની સમાપ્તિમાં બીજા મનુષ્યની મદદની જરૂર છે.

૫૫ સહનશીલતા વશીકરણરૂપ છે તથા તેનાથી સર્વ સાધી

શકાય છે અને દુર્જન મનુષ્યને સજ્જન કરનાર છે.

૫૬ તૃણ વગરની જગ્યામાં પડેલો અગ્નિ એની મેળેજ નાશ પામે છે.

૫૭ પરાધિનતા ધારેલા કાર્યમાં વિઘ્નકર્તા છે.

૫૮ ગંમતખાતર, પેટખાતર કે દ્રવ્યખાતર કોઈપણ પ્રાણીની હિંસા કરવી નહિ. કારણ હિંસા કરનાર હજારો વર્ષ નર્કનો અધિકારી થાય છે.

૫૯ શૌર્યહિન રાજા, અને ઉપદેશ ન કરનાર બ્રાહ્મણનો જગ ફેરો ફોગટ જાણવો.

૬૦ ગાડરીયા પ્રવાહમાં તણાઈ કંઇપણ કાર્ય કરવું નહિ.

૬૧ રૂપ, ગુણ, જ્ઞાન, રૂધીર, એટલાં હમેશાં ચિંતાતુરનો ત્યાગ કરે છે.

૬૨ સમર્થ છતાં જે ક્ષમાવાન છે અને દરિદ્રી છતાં જે મોટા મનવાળા છે તેમને સત્પુરૂષો જાણવા.

૬૩ પાત્ર—અપાત્રનો વિચાર કરીનેજ દાન આપવું, અપાત્રને આપેલું દાન પુનઃ પ્રાપ્ત થતું નથી.

૬૪ વયોવૃદ્ધ સબંધી, ઊંચ કુળનો ડાહ્યો માણસ, ગરીબ મિત્ર અને સંતાનરહિત બહેન, એ ચારથી ધર્મ અને ધનનું રક્ષણ થાય છે.

૬૫ નિદ્રા, તૃષ્ણા, ભય, ક્રોધ, આળસ અને દીર્ઘ સુત્રનો વૈભવ ની આશા રાખનારે ત્યાગ કરવો.

૬૬ ચોરની આજીવિકા ગાફલ છે, વૈદ્યની આજીવિકા રોગી છે, કુલટા સ્ત્રીઓની આજીવિકા કામી પુરૂષો છે, બ્રાહ્મણોની આજીવિકા યજમાનો છે, રાજાની આજીવિકા વાદી–પ્રતિવાદીઓ છે, અને પંડિતની આજીવિકા મૂર્ખ છે.

૬૭ ગાય, ચાકરી, ખેતી, સ્ત્રી, વિદ્યા અને શુદ્ર સાથેના સમાગમ એટલાની દરરોજ તપાસ લેવી.

૬૮ બીજાને ઘેર પરોણા તરીકે જવું ત્યાં નિયમિત રહેવું.

૬૯ ઉપદેશ નહિ આપનાર આચાર્ય, મૂર્ખ ગુરૂ, કુટુંબનું પોષણ નહિ કરનાર વડીલ, કુભાષણી સ્ત્રી, ઘરમાં રહેવાની ઇચ્છા કરનાર રખોપો, અને વસ્તી બહાર વસવાની ઇચ્છા કરનાર વાળંદને પોતાના સહેવાસમાંથી રજા આપવી.

૭૦ ભણ્યા પછી ગુરૂનો, પરણ્યા પછી માતાનો, કાર્યસિદ્ધિની યુક્તિ બતાવનારનો અને નિરોગી થયા પછી વૈદ્યનો અનાદાર કરવો નહિ.

૭ નિરોગી શરીર, કરજ વિનાનો, સજ્જનોની સંગત, યોગ્ય ધંધો, નિર્ભય જગ્યાનું નિવાસ (સ્થાન) આ પાંચ જેને અનુકુળ હોય તેને સુખી જાણવો.

૭૨ અદેખો, લોભી, ક્રોધી, અધીરો ને પારકી આશાપર જીવન ગાળનાર એટલા હમેશાં દુઃખી અવસ્થા ભોગવે છે

૭૩ સ્ત્રી, જુગાર, શિકાર, મદ્યપાન, કઠોરવાણી · એ રાજા

અને રૈયતને નુકશાન કરતા છે માટે તેનો ત્યાગ કરવો.

૭૪ મિત્રો સાથે ગાઢ સ્નેહ, મોટા ધનની આવક, પુત્રોનો પ્યાર, સકુળની સ્ત્રી, જ્ઞાતિમાં માન અને સજ્જનોમાં સત્કાર એટલું સ્વાશ્રેઈજ મેળવી શકે છે.

૭૫ આત્માને ઓળખે તેજ આત્મજ્ઞાની.

૭૬ ગુન્હાના પ્રમાણુમાં શિક્ષા આપનારનો ન્યાય વખણાય છે.

૭૭ જે ગરીબનું અપમાન કરતો નથી, સાવધ થઈ શત્રુને વશ કરવા પ્રયત્ન કરે છે, હદબહાર જતો નથી, અને સમયોચિત કાર્ય કરે છે તેનેજ ધૈર્યવાન્ જાણવો.

૭૮ નિર્થક દેશાટણ, પાપીઓની મિત્રતા, પરસ્ત્રીનો સમાગમ, દંભ, ચોરી કરવી, ચાડી કરવી, મદ્યપાન કરવું, એટલા દોષો જેનામાં હોય તેને મહા દુ:ખી જાણવો.

૭૯ શાન્ત પડેલા વૈરને પાછું પ્રગટ કરવું નહિ.

૮૦ આપણાથી આચાર વિચારમાં, બુદ્ધિમાં, ધર્મમાં ઉતરતા મનુષ્યો સાથે વધારે સમાગમ રાખવો નહિ. તેમ મિત્રતા પણ કરવી નહિ.

૮૧ કુટુંબ સેવા તેજ જ્ઞાતિસેવા અને જ્ઞાતિસેવા તેજ દેશ-સેવા તેમજ દેશ સેવા તેજ પ્રભુસેવા જાણવી.

૮૨ સદ્દગુણ ગ્રહણ કરી દુર્ગુણ તજનાર પરમસુખને પામેછે.

૮૩ દરેક મનુષ્યને સત્ય માર્ગ બતાવવો એ સજ્જનોનું કર્તવ્ય છે.

૮૪ જે કાર્ય કરવાથી કાંઇપણ ફળ પ્રાપ્ત થતું નથી તેવા કાર્યોનો સ્વપ્ને પણ વિચાર કરવો નહિ.

૮૫ આનંદમાં રહેનાર મનુષ્ય પરમાત્માનો ચાહ મેળવે છે તો દુનિયાનો તો કેમ ન મેળવે ?

૮૬ બને તેમ શરીરમાંથી ચિંતાનો ત્યાગ કરવો.

૮૭ આળસ, શરીરનો તથા દ્રવ્યનો શત્રુ છે માટે નિરોગી શરીર રાખવાની ઇચ્છાવાળાએ, દ્રવ્યની ઇચ્છાવાળાએ આળસને દુર કરવી.

૮૮ ચક્ષુથી, મનથી, વાણીથી અને કર્મથી સર્વને વશ કરવા.

૮૯ સત્ય બોલવું અને સદાચરણ પાળવું એના જેવો બીજો ધર્મ નથી.

૯૦ અનીતિથી મેળવેલી સંપત્તિ ટુંક મુદતમાં નાશ પામે છે.

૯૧ કોઇનું અશુભ કરવામાં જે યત્ન કરીએ છીએ તે યત્ન જો પોતાના કાર્યમાં કરવામાં આવે તો અત્યુત્તમ લાભ થાય; એટલે કોઇનું પણ અશુભ કરવામા ચિત્ત ન રાખતાં સ્વકાર્યમાં મંડ્યા રહેવું.

૯૨ કાર્ય કરતાં પહેલાં સજ્જનની, વડિલોની, સ્નેહીઓની, એમ દરેકની સલાહ લેવી. પણ તેમાં પોતાના મનને જે સત્ય લાગે તેમ કરવું. ( દરેકના વિચાર આપણા વિચાર સાથે મેળવવી જોવા )

૯૩ ગાયની આંખ ગંધ છે, બ્રાહ્મણની આંખ વેદ છે, રાજા

ની આંખ નોકર છે.

૯૪ જે કાર્ય સલાહ-શાન્તીથી બનતું હોય તે કાર્ય ઓછે નફે પણ કરવું. ( ટંટો કરી કોર્ટ ચડવું નહિ )

૯૫ નમે તે પ્રભુને ગમે, તો દુનિયાને તો કેટલો બધો ગમે ? માટે દરેકે નમ્ર થવાની જરૂર છે.

૯૬ પતિ સ્ત્રીનો સહાયક છે, ગુમાસ્તો શેઠનો સહાયક છે, ને વર્ષાદ પશુઓનો સહાયક છે, તેમજ બ્રાહ્મણુ સહાયક વેદ છે

૯૭ વિદ્યા, ધન, અને કુળાભિમાનનો મદ કરવો નહિ.

૯૮ ઉત્તમ વસ્ત્ર સભામાં સત્કાર કરાવે છે, અને શીલ-સારા સ્વભાવવાળો માણુસ સર્વને આધિન કરે છે.

૯૯ આવકના હિસાબ ઉપર ખર્ચ રાખનારજ સુખ મેળવે છે.

૧૦૦ ગરીબોને રોજી જવાનો ભય રહે છે, મધ્યમ વર્ગનાને મૃત્યુનો ભય રહે છે, અને શ્રીમંતોને તો અપમાનનો જ ભય રહે છે.

૧૦૧ મદ્યપાનના મદ કરતાં લક્ષ્મીનો મદ વધારે નુકશાન-કર્ત્તા છે.

૧૦૨ હું પૈસાવાળો છું એવો ગર્વ થાય તો આપણાથી કોઇ વધારે પૈસાવાળો હોય તેને જોઇ ગર્વ ઉતારવો.

૧૦૩ બુદ્ધિ એ આત્માનો પ્રધાન છે.

૧૦૪ કામ અને ક્રોધ સદ્બુદ્ધિનો નાશ કરે છે.

૧૦૫ સમદૃષ્ટી, સરલતા, પવિત્રતા, સંતોષ, પ્રિયવાદીતા, ઇન્દ્રિયોનીગ્રહ, સત્યતા અને સ્ફૂરતા, આટલાં લક્ષણ સદાચરણી પુરૂષમાં હોવાંજ જોઇએ.

૧૦૬ આત્મજ્ઞાન, નિશ્ચલતા, સહનશીલતા, નિત્યધર્મતા, મિતભાષણ, ગુપ્તદાન, આટલાં લક્ષણો મનુષની જીંદગીનુ સાર્થક કરાવે છે.

૧૦૭ નિર્દયનું બળ હિંસા છે, રાજાનું બળ સૈન્ય (લશ્કર), સ્ત્રીનું બળ પતિસેવા અને ગુણવાનનું ક્ષમા, મહા બળ છે.

૧૦૮ વાણીને કબજામાં રાખવી તે ઉત્તમોત્તમ કાર્ય છે.

૧૦૯ વિચાર કરીને બોલેલાં વચનો સુખકર્તા નિવડે છે તેવીજ રીતે અવિચારી નઠારી બોલી અનેક વિઘ્નકર્તા થઇ પડે છે.

૧૧૦ વિનાશકાળે વિપ્રીત્ત બુદ્ધિ.

૧૧૧ મન, બુદ્ધિ અને ઇન્દ્રિયોને વશ રાખવાથી આત્મજ્ઞાન પ્રાપ્ત થાય છે.

૧૧૨ ભાઇઓ અને સબંધીઓમાં વહેરો-આંતરો રાખનાર અપયશ પામે છે, જે આ લોકમાં સન્માન પામે છે, તે દેવલોકમાં પણ સન્માનજ મેળવે છે.

૧૧૩ સોક્યવાળી સ્ત્રી અહર્નિશ જે દુઃખ પામે, જુગારમાં સર્વ ધન ગુમાવ્યું હોય તે માણુસ જે દુઃખ પામે, તે તથા ભાર ઉપાડવાથી જેનુ શરીર દુઃખતું હોય તે જે દુઃખ પામે, તેવું દુઃખ અસત્ય બોલનાર પામે છે.

૧૧૪ કોઇપણ મનુષ્યના ભલા યા ભુંડામાં ખોટી સાક્ષી પુરવી તેના જેવું બીજુ નીચ કાર્ય કોઇ નથી.

૧૧૫ સારો વિચાર તે કાર્ય સીદ્ધિની નિશાની છે.

૧૧૬ મદિરાપાન, કલહ, ઘણા સાથે વૈર કરવું, સ્ત્રી પુરૂષનો વિયોગ કરાવવો, જ્ઞાતમાં કલહ કરાવવો, સગાંસબંધીઓ વચ્ચે કલહ કરાવવો, અને જે માર્ગે ભય હોય તે માર્ગે જવું એટલાં કાર્ય પ્રાણાન્તે પણ કરવાં નહિ.

૧૧૭ જોશી, ચોરમાંથી શાહુકાર થએલો, વૈદ્ય, શત્રુ, ગવૈયો, અને ક્રોધી એટલાઓને વચ્ચે રાખી કાંઇ કાર્ય કરવું નહિ.

૧૧૮ ધર્મની નિંદા કરનાર, લાંચ લેનાર, ઉંમર થઇ ગયા છતાં ઉપવિત નહિ ધારણ કરનાર બ્રાહ્મણ, ઘર બાળનાર, ઝેર દેનાર, સોમરસ વેચનાર, ચાડીયો, મિત્રદ્રોહ કરનાર, પરસ્ત્રીનો સંગ કરનાર, ગર્ભપાત કરાવનાર ને કરનાર, નાસ્તિક, શરણે આવેલાનું શક્તિ છતાં શરણ નહિ કરનાર, મર્મભેદક વચન વદનાર; આટલા દોષવાળા મનુષ્યોને ઇકોતેર પેઢી સૂધી નર્કમાંજ વાસ કરવો પડે છે.

૧૧૯ અગ્નિથી સોનાની, આચરણથી ધર્મની, ભયમાં શુરાની, વ્યવહારમાં ઘરની અને સંકટ સમયે મિત્રોની પરિક્ષા થાય છે.

૧૨૦ યજ્ઞ, વેદાધ્યયન, દાન, તપ, સત્ય, ક્ષમા, દયા અને

ઉદારતા એટલા ગુણો જેનામાં હોય તેને ધર્માત્મા છે તેમ જાણવો.

૧૨૧ સત્ય, વિનયમુદ્રા, શાસ્ત્રાર્થ, વિદ્યા, કુલિનતા, શીલ બળ, અને શૌર્ય એટલા આત્માનું કલ્યાણકર્તા છે.

૧૨૨ કરે તે ભરે, વાવે તેવું લણે, ખોદે તે પડે એ સત્ય છે.

૧૨૩ શુભ કાર્ય બુદ્ધિનો વધારો કરે છે અને નઠારૂં કામ તેનો નાશ કરે છે.

૧૨૪ પરગુણ જોઈને પ્રસન્ન થનારો, ડહાપણવાળો અને હમેશાં સારાં કામ કરનારો સર્વત્ર પ્રતિષ્ઠા પ્રાપ્ત કરે છે.

૧૨૫ ધર્મ–અર્થ પ્રાપ્ત કરનારની જીંદગી સુખમાં જાય છે.

૧૨૬ ગયો વખત પાછો આવતો નથી. આજે થાય તેવું કામ કાલપર રાખવું નહિ.

૧૨૭ પાપ કદાપિ છુપુ રહેતું નથી.

૧૨૮ રૂષીયોની, નદીયોની, કુળોની, મહાત્મા પુરૂષોની, સ્ત્રીઓની, અને દુષ્ટાચરણની મહત્તા જાણી શકાતી નથી.

૧૨૯ અન્યને ગાળો ભાંડવી, અપમાન કરવું, મીત્રનો દ્રોહ કરવો, નીચની સેવા કરવી, અભિમાની થવું, દુરાચાર કરવો, કુવાણી બોલવી, એટલાં અકલ્યાણકર્ત્તા છે.

૧૩૦ કોઇ માણસ આપણું ભુડું બોલે તો તેનાપર રીસ કરવી નહિ, કારણ કે તે આપણા પાપનો ભાગીયો થાય છે.

૧૩૧ સત્પુરૂષોની સોબત સજ્જન બનાવે છે અને દુર્જનની

સોબત મૂર્ખ બનાવેછે માટે સત્પુરૂષોનો સમાગમ રાખવો.

૧૩૨ વાણી ચાર પ્રકારની છે ( મૌન, સત્ય, પ્રિય, ધર્મસ્વરૂપ).

૧૩૩ ક્ષમા એ વિરપુરૂષોનું ભુષણ છે.

૧૩૪ બનતે પ્રયત્ને કોઇનું પણ કલ્યાણ કરવું, કોઇના અકલ્યાણમાં મન રાખવું નહિ.

૧૩૫ ઉપકારીને અપકાર કરનાર, સ્વવિશ્વાસરહિત, મિત્રવચનનો અનાદર કરનાર, એવા પુરૂષને અધમ જાણવો.

૧૩૬ લક્ષ્મી કોઇપણ ઠેકાણે ઘણા કાળ વાસ કરતી નથી.

૧૩૭ ચડતી, પડતી ને ભરતી, એ ત્રણ નથી ઠરતી.

૧૩૮ ઘેર આવેલા અતિથિને બેસવા માટે આસન-તૃણની શૈયા, પીવાનું પાણી, અને મીઠી વાણી, આટલું તો અવશ્ય આપવુંજ જોઇએ.

૧૩૯ મનની છુપી વાત મિત્રને કહેતાં જે અચકાય છે તેને સાચો મિત્ર જાણવો નહિ.

૧૪૦ કામી, લોભી, વડિલોનું અપમાન કરનાર, અને ઘડીમાં ફરીજનારની મિત્રતા કરવી નહિ.

૧૪૧ અમીર ફકીર થાય તો પણ તેની અમીરાઇના ગુણો જતા નથી, ને કૃપણ ધનવાન થાય તોપણ તેની કૃપણતા જતી નથી.

૧૪૨ નિષ્કામ કાર્ય કરનારનેજ ઉદાર જાણવો.

૧૪૩ સ્વદુઃખ કોઇને કહેવું નહિ, કારણ કે શત્રુ તેથી રાજી

થાય છે, તેમજ દરેકને કહેવાથી તેમાં ઓછું થતું નથી, જો સાચો મિત્ર હોય તો તેને કહેવાને હરકત નથી.

૧૪૪ કર્મપર આધાર ન રાખતાં સ્વાશ્રેઇ થવું. (ઉદ્યમી થવું)

૧૪૫ લોભીનાથી શાન્તિ દુર ફરે છે.

૧૪૬ વિદ્યા, તપ, શમ અને ઉદારતામાંજ શાન્તિનો વાસો છે.

૧૪૭ કોઇપણ પ્રકારના કાર્યનું તત્કાળીક ફળ મળતું નથી, (કાર્યને અંતેજ ફળની પ્રાપ્તી થાય છે, પછી તે શુભ હોય યા અશુભ હોય.)

૧૪૮ જ્ઞાતિ સાથે વિરોધ કરનાર અતિ દુઃખી થાય છે.

૧૪૯ સંપ ત્યાંજ જંપ છે.

૧૫૦ બ્રાહ્મણ ઉપર, સ્ત્રી ઉપર, ગાય ઉપર ક્રોધ કરવો નહિ.

૧૫૧ આપણે બીજાનું ભલું ઇચ્છીશું, બીજાનુ સારૂ દેખી રાજી થઇશું તો ઇશ્વર અવશ્ય આપણું સારૂંજ કરશે.

૧૫૨ ક્રોધાહારી મનુષનાં સર્વ વખાણ થાય છે.

૧૫૩ કૃપણનું ધન ચોર, અગ્નિ કે રાજા ખાય છે.

૧૫૪ જુગાર જેની પર તલપ મારે છે તેને અધમ હાલતે પહોંચાડે છે.

૧૫૫ અપરાધ વિના શિક્ષા કરવી નહિ.

૧૫૬ ટુંક મુડીમાં મોટો વહેપાર કરવો નહિ.

૧૫૭ શત્રુને શરણે જવું નહિ.

૧૫૮ કૃપણ પાસે યાચના કરવી નિષ્ફળ છે.

૧૫૯ પોતાનાં વખાણુ પોતે કરનાર મુર્ખ ગણાય છે.

૧૬૦ પોતાનાથી જબરા સાથે વૈર કરવું નહિ.

૧૬૧ આપણી વાત પર લક્ષ નહિ આપનારની સાથે વાત કરવી નહિ.

૧૬૨ ગમે તેવા દુઃખમાં કુટુંબસહ સાસરે જઇ રહેવું નહિ.

૧૬૩ સ્વક્ષેત્ર મુકી અન્યના ક્ષેત્રમાં બીજ વાવનારને મહા પાપી જાણવો.

૧૬૪ સ્વકુળની મર્યાદા છોડવી નહિ,

૧૬૫ માગી લાવેલી વસ્તુ ઓળવવી નહિ.

૧૬૬ પૂન્ય કરી કહી બતાવનારનું પુન્ય નહિ પણ પાપજ છે.

૧૬૭ કોઇને આશા આપી અણીને વખતે નિરાશ કરવો નહિ.

૧૬૮ જે વખાણુને પાત્ર નથી તેનાં ખાલી વખાણુ કરવાં નહિ.

૧૬૯ પાપ કરનારને પાપ કરતાં અટકાવતાં દુઃખ દેવું પડે તો તેનો દોષ નથી.

૧૭૦ અભિમાન, ઘણી નિંદા, કોઇને ઝેર દેવું, ચોરી કરવી વિશ્વાસઘાત અને સ્વાર્થપણું એ આયુષ્યને ઘટાડનાર છે.

૧૭૧ વિશ્વાસુની, મિત્રની, ગુરૂની અને શુદ્રની સ્ત્રી સાથે ગમન કરનારનું મોં જોવાથી પાતક લાગે છે.

૧૭૨ સજ્જન મનુષે કુળની ખાતર એક મનુષનો, ગામની ખાતર કુળનો દેશની ખાતર ગામનો અને પોતાની ખાતર પૃથ્વીનો ત્યાગ કરવો.

૧૭૩ દુઃખમાં કામ આવવા માટે ધનનું રક્ષણ કરવું, ધનથી સ્ત્રીનું રક્ષણ કરવું અને પોતાનું હમેશાં સ્ત્રી વડે અને ધનવડે રક્ષણ કરવું.

૧૭૪ મરવાને તૈયાર થએલા રોગીને સુખકર્તા ઔષધ રૂચતું નથી.

૧૭૫ અભિમાની નોકર શેઠનું ભલુ કરી શકતો નથી.

૧૭૬ નમ્ર, પરાક્રમી, કામનો જલદી નિકાલ લાવનાર, નફો નુકસાન સમજવાવાળો, નિમકહલાલી, આનંદી, નિરોગી અને પ્રિય બોલનાર આટલા ગુણોવાળો નોકર શેઠનું ભલુ કરી શકે છે.

૧૭૭ આજ એક પાઈની ચોરી કરનાર પાંચ વર્ષ પછી એક કરોડની ચોરી કરે છે.

૧૭૮ કોઇને બુરૂ લાગે તેવું કદી પણ વચન કહાડવું નહિ.

૧૭૯ શરીરને સ્વચ્છ રાખનારનામાં બળ, રૂપ, સ્વરશુદ્ધિ, રંગ, સ્પર્શ, સુગંધ, શુદ્ધતા, શોભા, સકોમળપણું એ-ટલા ગુણો કુદરતી પ્રવેશ કરે છે.

૧૮૦ નિયમીત અહાર કરનાર; આરોગ્યતા, આવરદા, બળ, સુખ એ ગુણોને વધારે છે.

૧૮૧ દુષ્ટ કૃત્ય કરનાર, અતિ અહારી, ઘણાનો શત્રુ, અતિ કપટી, નિર્દય, મુર્ખ; એટલા દોષોવાળા માણસનો ત્યાગ કરવો.

૧૮૨ લોભી, દુષ્ટ ભાષણ કરનાર, બુદ્ધિહિન, ઠગ, સત્કારનો અનાદર કરનાર, કૃતઘ્ની, શત્રુ, દુષ્ટ; એટલા માણસો પાસે યાચના કરવી તે ફોગટ છે.

૧૮૩ ઘણો અહંકારી, જાુઠુ બોલનાર, મિત્રદ્રોહ કરનાર, મનથી ડાહ્યો માનનાર અને બેકદર, એવા માણસોની સેવા કરવી નહિ.

૧૮૪ ધનથી ગમે તેવા પ્રસંગમાં પણ સહાયક મળી શકે છે.

૧૮૫ અઢળક ધન પણ આવક વિના ખુટી પડે છે.

૧૮૬ જે કાર્યમાં ઘણાનું હિત સમાયેલું હોય અને પોતાને અનુકુળ હોય તેવું કાર્ય વિનાવિલંબે કરવું.

૧૮૭ સદ્દઉદ્યમ, અડગ નિશ્ચય, નિષ્કામ ભક્તિ; એટલા ગુણોવાળા મનુષને આજીવિકાનો ભય રહેતો નથી.

૧૮૮ કુટંબી તથા સંબન્ધી સાથે કલહ કરવાથી મન અહોનિશ ચિંતામાં રહે છે, તે યશનો નાશ કરી શત્રુઓને પ્રસન્ન કરે છે.

૧૮૯ વિઘ્નસંતોષી મનુષ પારકાનાં છિદ્ર ખોલ્યા કરે છે.

૧૯૦ દુષ્ટકૃત્ય તથા દુષ્ટ વાંછનાનો ત્યાગ કરનાર આ લોકમાં કિર્તિને પ્રાપ્ત કરે છે.

૧૯૧ સઘળા સામર્થ્યોમાં બુદ્ધિનું સામર્થ્ય ઉત્તમ લેખાય છે. અતિ દુષ્ટ મનુષથી વૈર કરી નિશ્ચિન્ત રહેવું નહિ.

૧૯૨ સ્ત્રી, રાજા, સર્પ, સમર્થ શત્રુ, વૈભવ અને આયુષને વિ-
શ્વાસે રહેવું નહિ.
૧૯૩ વહેમનુ ઓષડ નથી.
૧૯૪ જ્ઞાતિ, સિંહ, સર્પ અને અગ્નિ એટલાં ઘણાં તામસી
છે માટે તેમનાથી સાવધ રહેવું.
૧૯૫ અતિ લોભી, નિર્દય અને કૃપણ મનુષ્યનુ જીવતર
વૃથા છે.
૧૯૬ ગર્ભપાતી, ચોર, ક્રુર અને મદીરાપાન કરનાર માણસો
તજવા યોગ છે પણ અતિથી તરીકે ઘેર આવે તો પ્રિય
માનવા.
૧૯૭ પથ્થર, સોનુ, મટોડીને સમાન માનનાર, નિંદાથી રહિત
આનંદી, રાગદ્વેશ રહિત એટલા ગુણો ભીક્ષુકમાં અવ-
શ્ય હોવા જોઇએ.
૧૯૮ બુદ્ધિનો ઉપયોગ કરનારને કોઇપણ કાર્ય અશકય નથી.
૧૯૯ વિશ્વાસુ માણસનો ઘણો વિશ્વાસ રાખવો તે કોઇકાળે
નુકસાનકર્ત્તા છે, પણ અવિશ્વાસુનો તો બિલકુલ વિ-
શ્વાસ કરવો નહિ.
૨૦૦ બીજાઓની ઇર્ષ્યા કરનાર, પોતાની થએલ અર્ધાંગનાનું
રક્ષણ નહિ કરનાર, દગો કરનાર, દુષ્ટ ભક્ષણ કરનાર,
એટલા અધર્મી કહેવાય છે.
૨૦૧ પવિત્ર ને લાયક સ્ત્રી ઘરની લક્ષ્મી છે. જે સ્ત્રીનુ સ-

-માન થાય છે તેના ઘરનાં સર્વ સુખ પામે છે માટેજ પોતાની અર્ધાંગના થએલ પત્નીપર પૂર્ણ પ્રેમ રાખવો જોઇએ.

૨૦૨ પોતાનો ધારેલો નિશ્ચય ખરા મિત્ર સિવાય કોઇને પણ કહેવો નહિ; કારણ કે તેનાની ઉલટુ કરનારની કાર્યસિદ્ધિમાં વિઘ્નો નડે છે.

૨૦૩ સદ્દકાર્યથીજ સુખ પ્રાપ્ત થાય છે. તેનાથી ઉલટુ કરનારને આખરે પસ્તાવુંજ પડે છે.

૨૦૪ હરીફાઇમાં સામા ઉતરનારજ એકબીજાના ગુણદોષો પારખી શકે છે.

૨૦૫ કટ્ટા શત્રુને પકડી દયાખાઇ છોડી મુકવો નહિ કારણ કે દુષ્ટ મનુષ્યો ઉપકારીનેજ અપકાર કરે છે.

૨૦૬ બુદ્ધિમાન મનુષ્યે મૂર્ખોની લડાઇમાં કોઇ દિવસ પડવું નહિ.

૨૦૭ કીમત વગરની તેમજ હલકી વસ્તુઓને કદી તુચ્છકારવી નહિ; કારણ એવી વસ્તુઓ પણ વખત આવે અમુલ્ય થઇ પડે છે.

૨૦૮ ગમે તેવા વિદ્વાન માણસને પણ ઉદ્યમ કર્યા શિવાય ધનની પ્રાપ્તી નથી; તેમજ મૂર્ખ માણસ હદ ઉપરાંત ઉદ્યમ કરે તોપણ તેની કાર્યસિદ્ધિ ને ધન પ્રાપ્તી થતી નથી.

૨૦૯ આગગાડીમાં બેસનાર મનુષ્ય જેમ પોતાની આજુ-બાજુનાં ઝાડને ગામ ફરતાં દેખે છે તેમ દુર્જન મનુષ્ય, સજ્જન મનુષ્યે આદરેલા કાર્યને જણાવેલા વિચારોને મૂર્ખતાભરેલા દેખે છે–નિંદે છે. માટે સજ્જન મનુષ્યે તેવાના કહેવાપર ધ્યાન આપવું નહિ.

૨૧૦ વેશ્યા સાથે, મદમાં અંધ બનેલા સાથે, પાપકર્મ કરનાર સાથે અને મૂર્ખ સાથે લેવડ દેવડનો સંબન્ધ રાખવો નહિ.

૨૧૧ જેના ગુસ્સે થવાથી ધન મેળવવામાં અને મેળવેલા ધનના રક્ષણમાં અડચણ આવે એવા માણસોને હમેશાં પ્રસન્ન રાખવા.

૨૧૨ સમય વગરનું બોલવું નિર્થક છે.

૨૧૩ કારણ વશાત્ થયેલા મિત્રો ટુંક મુદ્દત સુધીનાજ જાણવા.

૨૧૪ જે કાર્ય કરવામાં તમારૂ મન દગ્ધ થાય તેવું કાર્ય કદી પણ કરતા નહિ.

૨૧૫ બુદ્ધિને આધીન લક્ષ્મી હાથ જોડી ઉભી રહે છે.

૨૧૬ જ્યાં ધર્મ છે ત્યાંજ સુખ ને સંપત છે.

૨૧૭ પારકાની નિંદા કરનારનું, બીજાને દુઃખ દેનારનું, વિઘ્ન સંતોષીનું, ચાડીયાનું, કામીનું, નિર્લજનું, અને શઠનું મોં જોવાથી પાતક લાગે છે એટલે તે મહા પાપના અધિકારીઓ કહેવાય છે

૨૧૮ પરોપકારી મનુષપર પરમાત્માની અહોનિશ કૃપાદૃષ્ટિજ રહે છે. એટલે તેને કોઇ દિવસ દુઃખ આવી પડતું નથી. માટે દરેકે પરોપકારી થવા પ્રયત્ન કરવો.

૨૧૯ દુર્બળ અવસ્થામાં આવ્યા છતાં જે પોતાના કુટુંબનું રક્ષણ કરી મર્યાદા સાચવે છે તેને આ દુનિયામાં અપાર યશ પ્રાપ્ત થાય છે

૨૨૦ કલ્યાણની ઇચ્છા રાખનારે કુટુંબ કલેશ કે જ્ઞાતિ ક્લેશ કરવો નહિ.

૨૨૧ આયુષ, લક્ષ્મી ને વખત એ ત્રણે બહુજ ચંચળ છે માટે તેમનો સદુપયોગ કરવે.

૨૨૨ ગયા વખતનો શોક કરવો નહિ પણ વર્તમાન સમયમાંજ સાવધ રહેવું.

૨૨૩ પંડિતોએ પોતાથી નાનાઓનું દુઃખ ઓછું કરવા પ્રયત્ન કરવો

૨૨૪ સત્પુરૂષોની સલાહનો અંગિકાર કરનાર પોતાનું શ્રેય સાધી શકે છે.

૨૨૫ અમુક કાર્ય કરવાથી પાપ થશે એવું સમજવા છતાં જે મનુષ તેવું કાર્ય કરે છે તેવા મનુષને મહા દુષ્ટ જાણવો.

૨૨૬ કોઇપણ મનુષના ગુણદોષ–આચરણ–ધંધો–યોગ્યતા. વિગેરે. તપાસ્યા વિના મિત્રતા કરવી નહિ.

૨૨૭ વિવેક અપયશનો નાશ કરે છે.

૨૨૮ પરાક્રમ દુઃખનો નાશ કરે છે.

૨૨૯ ક્ષમા કોપને કાપે છે.

૨૩૦ સદાચરણ—અપલક્ષણો ટાળવાનો અકશીર ઉપાય છે.

૨૩૧ મનુષ ધારે તે કરવાને સામર્થવાન છે.

૨૩૨ જે મનુષ દુઃખમાં ગભરાતો નથી. સુખ—દુઃખમાં સ્થિર મનવાળો હોય છે. અને દુઃખમાં પણ પોતાની ટેક સાચવે છે. એવા મનુષ આ દુનિયામાં પ્રસંસાપાત્ર થાય છે.

૨૩૩ કોઈપણ ઉદ્યમમાં તત્પરતા એ લક્ષ્મીનુ—લાભનુ અને ઉદયનુ મુળ છે. વળી ઉદ્યમમાં મચ્યો રહેનાર મનુષ સુખ પ્રાપ્ત કરે છે.

૨૩૪ સમર્થ મનુષનુ કલ્યાણ કરનાર ક્ષમા છે.

૨૩૫ પ્રાણી—પદાર્થનુ વિષ ઉતાર્યું ઉતરે છે. પણ વિષય—વિષ ચડ્યુ તે ઉતરતું નથી. માટે તેથી બહુ જ સાવધ રહેવું.

૨૩૬ જે સજ્જન મનુષને માન આપે છે. તથા નિયમિત છે અને પોતાની શક્તિ પ્રમાણે કાર્ય કરે છે તે સત્પુરૂષ જ છે.

૨૩૭ વડિલો સાથે, વિદ્યાગુરૂ સાથે અને ધર્મગુરૂ સાથે મિથ્યા આગ્રહ કરવો નહિ.

૨૩૮ આળસનો, વૃથા વાતો કરી ટાઈમ ગુમાવવાનો, ઉદ્ધત

પણાનો, અભિમાનનો અને લોભનો વિદ્યાર્થીઓએ ત્યાગ કરવો.

૨૩૯ વિદ્યા અને લક્ષ્મીની ઇચ્છા રાખનારે પ્રથમ સુખનો ત્યાગ કરવો પડે છે.

૨૪૦ સમુદ્ર-અગ્નિ-અને કાળ સંતોષ વિનાનાં છે.

૨૪૧ કામનાથી, ભયથી અથવા તો પ્રાણને માટે પણ જે ધર્મનો ત્યાગ કરતો નથી તેનેજ ખરેખરો અને મોટો પુન્યશાળી માનવો.

૨૪૨ સંતોષ એ મોટો લાભ છે.

૨૪૩ મહા બળવાળા, મહા પ્રતાપવાળા, ધન અને ધાન્યના અખૂટ ભંડારવાળા-પૃથ્વીપતિ અને એવા એવા સમર્થ જ્ઞાનિઓ પણ મરણને શરણ થયા છે. તેમનુ સ્મરણ કરી અધર્મનો ત્યાગ કરવો.

૨૪૪ કોઇપણ કાર્યના આરંભમાં ઘણાં જણને પૂછી સલાહ લે છે. અને તેનો સારાસાર વિચાર કરી પોતાને યોગ્ય લાગતો વિચાર ગ્રહણ કરે છે. તેવો પુરૂષ કોઇપણ કાર્યમાં અકળાતો નથી.

૨૪૫ પાપી અને નીચકર્મ કરનારના હાથનુ કોઇ દિવસ અન્ન જમવું નહિ.

૨૪૬ જેઓ પરોપકારને માટે પ્રાણ અર્પણ કરે છે તેમને જગ ફેરો ટળે છે.

૨૪૭ દુર્જન મનુષને સજ્જનનો સમાગમ થતાં તેની દુર્જનતા નષ્ટ થાય છે.

૨૪૮ સમયને માન આપી પુરૂષાર્થ કરનાર આ દુનિયામાં ઉત્તમ ગણાય છે.

૨૪૯ વિદ્યા–પ્રવાસનો સાથી છે, સ્ત્રી--સંસારનો સાથી છે. રોગમાં પરેજી સાથી છે, અને પરમાત્માને ત્યાંતો સાથે ધર્મ છે.

૨૫૦ કુટુંબમાં કલહ કરનારની–બળીયા સાથે બાથ ભીડનારની–દુષ્ટ કૃત્યો કરનારની અને નિર્લજ સ્ત્રીઓપર વિશ્વાસ રાખનારની અનહદ શુભ કિર્તિ પણ એક દિવસમાં નષ્ટ થાય છે.

૨૫૧ નિષ્કપટપણે વર્તવાથી મિત્ર વશ થાય છે, ન્યાયથી શત્રુ વશ થાય છે, ધનથી લોભી વશ થાય છે, પ્રેમથી સ્ત્રી વશ થાય છે, વિવેકથી સબંધીઓ વશ થાય છે અને વિદ્યાથી વિદ્વાન વશ થાય છે.

૨૫૨ દુષ્ટ કૃત્યોમાં મનુષ કરતાં પરમાત્માનો ભય વિષેસ રાખવો.

૨૫૩ દરરોજ જુદી જુદી જાતનાં પુસ્તકો વાંચનારનુ મન ખુશીમાં અને મગજ પ્રફુલીત રહે છે.

૨૫૪ દુરાચારી મનુષે સદ્દવર્તનશાળી પુત્રની આશા રાખવી ફોગટ છે.

૨૫૫ કુદરતી નીયમોનુ ઉલંઘન કરનાર માંદગીનો ભોગ થઇ પડે છે.

૨૫૬ માતા મરી ગયે પિતાના હેતની પરીક્ષા પુત્ર કરી શકે છે.

૨૫૭ માતા-પીતા. અશક્ત થએ તેઓ પુત્ર-પુત્ર વધુની પરિક્ષા કરી શકે છે.

૨૫૮ આપતિમાં સાચા મિત્ર પરખ.ય છે.

૨૫૯ ગરીબાઇમાં, પતિ પત્નીની પરિક્ષા કરે છે.

૨૬૦ વારસો વહેચતાં કુટંબીને ભાનુઓની પરિક્ષા થાય છે.

૨૬૧ અનિયમિતપણામાં કાર્યસિદ્ધી થતી નથી

૨૬૨ ઉદ્યોગજ આ દુનિયામાં સર્વ સુખનો દાતાર છે.

૨૬૩ પોતાના સુવિચાર બીજાને બુરો થઇ બીન પ્રીએ જણાવે તેજ પરોપકારી છે.

૨૬૪ ડાહ્યાની અટકળ મુર્ખની ખાત્રી કરતાં વધારે વજનદાર છે.

૨૬૫ ખોવાય ત્યાંથી જડે. નિષ્ફળ થયા તો તેથી નીરાસ ન બનતાં પોતાની ભૂલ સુધારી તેની પછવાડે મંડયા રહેવું, જેથી મનોવાંચ્છના સફળ થાય છે.



# 'છગનકૃત' નીતિ વિષે પરચુરણ છપ્પા

## ચિંતા ન કરવા વિષે.

ચતુર ચેતીને ચાલ, ચિંતાને ચિત્તથી ટાળી;
આપે અતિ તે દુઃખ, રૂધીરને નાખે બાળી;
રૂપ ગુણ ને જ્ઞાન, હરણ તે તારાં કરશે;
કરી હર્ષનો નાશ, પાપણી દુઃખને ભરશે;
ચિંતા ચીત્તા સમાન છે, હૃદય ભસ્મ થઈ જાય;
તેથી તજો ચિંતા છગન, ભલે રંક કે રાય.

## નિંદા ન કરવા વિષે.

ન કર તું નિંદા ભ્રાત, લાભ શું તુજને એથી ?
ખોવે વખ્ત અમુલ્ય, હાણ છે મોટી તેથી.
ખાઈ ગાંઠનું અન્ન, ગાંડુ સંગે કેમ જાવું ?
વેઠી સહુ દુઃખ, ઝેરીલા શીદને થાવું ?
નિંદાથી નવરા ભલા, ઉત્તમ હરિનું નામ છે;
છગન કહે સાચું માનજો, નિંદા નર્કનું ઠામ છે.

## આળસ તજવા વિષે.

રે ! તજ આળસ વીર, જુવાબ તુજ ઈશ્વર લેશે;
ખાસે ખત્તા અપાર, દરિદ્રી દુનિયાં સઉ કેશે;
આયુષ તુજ અવની માંહ્ય, પલકમાં પુરૂ થાશે;
જુવાની જોતાં વ્યર્થ, વૃદ્ધાએ બહુ પસ્તાશે;
આળસ દુશ્મન દ્રવ્યનો, આળસ દુઃખ આપે બહુ;
આળસ અળગુ મૂકી છગન, સહ ઉદ્યમે વળગો સઉ.

---

## પ્રચુરણ છપ્પા.

### સંગતી-ફળ.

(૧)

કરે નીચનો સંગ, નીચની બુદ્ધિ આવે;
કરે નીચનો સંગ, માન-મર્યાદ ગુમાવે;
કરે નીચનો સંગ, નીચ કૃત્યો તે કરશે;
કરે નીચનો સંગ, ગુણીજન ગાંડો ઠરશે;
સોબતી અસર બળવાન બહુ, ભોગી જોગી થાય છે.
કહે છગન વિદ્યા ચાતુરી, સોબતથી ભૂલ ખાય છે.

(૨)

કરે સદા સતસંગ, મૂર્ખ તે પંડિત થાએ;
કરે સદા સતસંગ, લાભ ઝાઝેરા થાએ;

કરે સદા સત્સંગ, દુષ્ટ દુર્ગુણુ હઠાવે;
કરે સદા સતસંગ, અકર્મી કર્મી કહાવે;
સોબત તેવી અસર એ, અનુભવથી સિદ્ધ થાય છે.
છગન સદા સદ્‌ભાગ્યથી, સજ્જન સોબત થાય છે.

---

## જ્ઞાતિ–અભિમાન

ધરે ન જ્ઞાતિ અભિમાન, સંગ શું કરીએ તેનો;
ધરે ન જ્ઞાતિ અભિમાન, ફોગટ જગફેરો એનો;
ધરે ન જ્ઞાતિ અભિમાન, અપરાધી ઇશ્વરનો મોટો;
ધરે ન જ્ઞાતિ અભિમાન, વ્યવહાર સૌ તેનો ખોટો;
અભિમાન જ્ઞાતિનું ના ધર્યું, જીવતરને ધિક્કાર છે;
ધન દોલત તેની છગન, વ્યર્થ હજારો વાર છે.

(૨)

ધરે જ્ઞાતિ અભિમાન, સંગ પ્રીતેથી કરીએ;
ધરે જ્ઞાતિ અભિમાન, ખરો નર તેને ગણીએ;
ધરે જ્ઞાતિ અભિમાન, સફળ જન્મારો તેનો;
ધરે જ્ઞાતિ અભિમાન, મુરબ્બી તેને માનો;
અભિમાન જ્ઞાતિ જેણે ધર્યું, સ્વર્ગ તેનો વાસ છે;
કહે છગન જ્ઞાતિ અભિમાન એ, ઠરવા કેરો ઠામ છે.

---

## દુઃખી કોણ થાય ?

દુઃખીયો તે જન થાય, જેહ વિદ્યા નવ જાણે;
દુઃખીયો તે જન થાય, જેહ ધન હું પદ આણે;
દુઃખીયો તે જન થાય, જેહ પરઆશે જીવે;
દુઃખીયો તે જન થાય, જેહ પરમાલ પચાવે;
દુઃખીયો તેને જાણવો, જે કૃત્ય કુડાં આચરે;
કહે છગન તે નર દુઃખીયો, જે ઇશ્વરથી નવ ડરે.

---

## મ્હોટો કોણ ?

મ્હોટો તેહનુ નામ, જેહ વિદ્યાને જાણે;
મ્હોટો તેહનુ નામ, જેહ સુકૃત્ય પ્રમાણે;
મ્હોટો તેહનુ નામ, દુઃખીને આશ્રય આપે;
મ્હોટો તેહનુ નામ, નિરાશ્રીત ફંડો સ્થાપે;
મ્હોટો તેને કીજીએ, પરમાર્થ કારજ કરે,
આપે ક્ષમા અપરાધીને, છગન તે મ્હોટો ઠરે.

---

## સંકટ સમયે ધૈર્ય ધરવા વિષે.

રાવણ સરખો રાય, દુઃખ તેને તો પડીયું;
બન્યો નોકર નળ રાય, પાપ પૂર્વેનુ નડીયું;

સત્યવાદી હરિશ્ચંદ્ર, નીચ ઘેર પાણી ભરીયું;
મહારથી અરજુન, રૂપ વ્યંઢળનું ધરીયું;
સુખ-દુઃખ આ સંસારમાં, ઇશ્વર નિમીતે આવતાં;
સમયે સાવધ રહે છગન, સંસારમાં તે ફાવતાં.

---

## નિશા વિષે.

નિશો બડો નાદાન, જીવનો વેરી એતો;
નિશો બડો નાદાન, શત્રુ બુદ્ધિનો તેતો;
નિશો કરે તે નીચ, નિશો ચતુરાઇને ચોરે;
નિશો કરે તે મુઓ, જીંદગી આખી ઘોરે;
નિશાબાજ નરનારીઓ, ઇશ્વર અપરાધી થાય છે;
છગન કહે નિશાબાજ ખરે, ભીખ માગી ખાય છે.

---

## વિષય-વિષ.

બડુ વિષયનુ ઝેર, ભૂપ ભર્થરી ભમાવ્યો;
બડુ વિષયનુ ઝેર, જેણે પૃથીરાજ મરાવ્યો;
બડુ વિષયનું ઝેર, રાજ રજીઆએ ગુમાવ્યું;
બડુ વિષયનુ ઝેર, શિષ્ય રાવણે કપાવ્યું;
વિષ અન્ય અધિક કહેવાય જે, ઉતાર્યાં ઉતરે સહી;
છગન વિષયનુ વિષ કદી, ઉતાર્યું ઉતરે નહિ.

---

## ઉપકાર કરવા વિષે.

### દોહરા.

ગુણી માણસનુ કામ છે, કરવો પર ઉપકાર;
દુઃખ દેવું તે અવરને, મોટું પાપ જ ધાર. ૧

ઉત્તમ પુરૂષ જ જાણવો, વિરલો જન તે હોય;
ઉપકાર અપકારીને, કરી ક્ષમાથી જોય. ૨

શરણાગતનું પ્રેમથી, રક્ષણ કરવું રોજ;
એ સમાન નહિ પુણ્ય કંઇ, એમાં મોટી મોજ. ૩

પર ઉપકારી કાજથી, જીવને જે સંતોષ;
વિલાસ ક્રિયાથી નહિ જાય ઉલટી હાંશ. ૪

નિરિચ્છપણાથી અવરનુ, સારૂ કરીએ જેમ;
ઇશ્વર કરશે આપણું, સારૂ-સારૂ તેમ. ૫



# સાહિત્ય સંગ્રહ.

---

દેવાળાંથી જો ડરે, તો વેપાર ન થાય;
મરવાથી મનમાં ડરે, તો યુદ્ધ ન જવાય.

પૈસાનું લેખુ ગણે, ખરચે અવર અપાર;
મારે કુચા ખાળમાં, રાખે ખુલ્લાં દ્વાર.

પ્રીત તહાં પડદો નહિ, પડદો નહિ ત્યાં પ્રીત;
પ્રીત કરી પડદો ધરે, તે દુશ્મનની રીત.

ચિંતા એવી ડાકણી, કાપી કલેજુ ખાય;
વૈદ બિચારો શું કરે, કયાં કયાં દવા તે પાય.

બાળાપણે જે ચોંટતી, સારી નરસી ટેવ;
પ્રાણાન્તે તે છૂટતી, માટે સદ્દગુણ સેવ.

સારૂ કરતાં વાર બહુ, નરસુ તરત કરાય;
સાકર ગંધક તેલથી, તરત કોયલો થાય.

નમ્યા નમ્યામાં ફેર છે, કપટી નમે નિદાન;
ચોર ચુગલ દાનો નમે, ચીત્તા ચોર કમાન.

કીંમત કસી ન ઉપજે, જ્યાં નહિ જેનુ કામ;
હાથી અમુલ્ય હોય પણ, લઈ કરે શું હજામ.

કુળ દીપક સપુત હે, મુખકો દીપક પાન;
તારૂણી દીપક સ્થાનકી, ઘડકો દીપક પ્રાણ.

રવી પછી સોમવાર છે, મંગળ બુધ ગુરૂવાર;
શુક્ર શની એ સાત છે, અનુક્રમ વારોવાર.

દુઃખ પડે પ્રભુને ભજે, સુખમાં ભજે ન કોય;
જો સુખમાં પ્રભુને ભજે, તો દુઃખ શાનુ હોય ?

અભ્યાસે વિધા મળે, ખેતી થકી અનાજ;
વ્યાપારે ધન સાંપડે, ખાંડા બળેજ રાજ.

થોડે નફે વેચીએ, બમણો થાય વેપાર;
વરસ દહાડે બમણા, જો ન આપે ઉધાર.

કેસરનો કયારો કરી, અંદર રોપે પ્યાજ;
સીંચે પાણી ગુલાબનું, આખર પ્યાજની પ્યાજ.

અંધાને અંધો કહે, કડવાં લાગે વેણ;
ધીમે રહીને પૂછીએ, શાથી ખોયાં નેણ.

સગાં સંપતનાં ઘણાં, વિપત પડે નહીં કોય;
જેમ જેમ સંપત સાંપડે, તેમ તેમ આવે સોય.

ભૂખ ગઇ ભોજન મલ્યું, ટાઢ ગઇ મળી સાલ;
જોબન ગયું સ્ત્રી મળી, ત્રણેને ધુળમાં ઘાલ.

સબ રૂઠે તો રૂઠીયો, તમે ન રૂઠસો નાથ;
તમે રૂઠો તો નાથજી, ઝાલે કોણુ જ હાથ ?

નારી નિંદા નવ કરો, કહો રત્નકી ખાણુ;
નારીથી નર ઉપજ્યા, ધ્રુવ-પ્રહેલાદ સમાન.

વિદ્યા સાહસ વિરલા, એ નરનાં એંધાણુ;
જન્મીને જશ નવ કર્યો, તે પડીયા ખાલી પાણુ.

મિત્ર એવા કીજીએ, ઢાલ તુલ્ય જે સહાય;
સુખમાં પાછળ પડ્યા રહે, દુ:ખમાં આગળ હોય.

કડવા હોયે લીમડા, મીઠી હોયે છાંય;
બોલકણા હોય બંધવા, તોય પોતાની બાંય;

પીતળ પ્રીતિ નીવડે, સગપણ સોનુ ત્યાંય;
બોલકણા હોય બંધવા, તોય પોતાની બાંય.

ગરમ પાણીએ ઘર કદી, કહો બળે છે ક્યાંય ?
બોલકણા હોય બંધવા તોય પોતાની બાંય.

ભુંડા ભુંડા પણુ ભાઇ જો, હોયે જગની માંય;
બોલકણા હોય બંધવા, તોય પોતાની બાંય.

પડે વિપત્તિ પાન્ડવો, વસ્યા વૃક્ષની છાંય;
બોલકણા હોય બંધવા, તોય પોતાની બાંય.

ઓષઢ પીતાં ઉબકો, પણ ગુણ પેખો માંય;
બોલકણા હોય બંધવા, તોય પોતાની બાંય.

ધનથી કાદવ તો ઘણો, પણ કણ કમી ન ક્યાંય;
બોલકણા હોય બંધવા, તોય પોતાની બાંય.

---

## સંસાર સુખરૂપ કોને હોય ?

---

### હરિગીત.

કાને કુશબ્દ ન સાંભળે નરતુ ન દેખે નયનથી,
ટાઢુ અને ઊનુ સદા સરખુ ગણ્યામાં ભય નથી;
જેને મને સરખાં સદૈવ કદન્ન ને કંસાર છે,
એવા સદાચરણી પુરૂષને સુખદ આ સંસાર છે. ૧

જે જગતની જંજાળમાં રતિ માત્ર પણ રીઝે નહિ,
જે ભામિનીના ભરમથી ભુલાઈને ભીંજે નહિ;
સુખરૂપ સર્વ સુગંધ જેને સર્વદા નિઃસાર છે,
એવા સદાચરણી— ૨

આ હું અને આ આપણું એવું મમત્વ મળે નહિ,
જે લોભ અને લાલચ તણા પાણીવડે પલળે નહિ;
જે મોહ મત્સર મૂર્ખતા ને મદનના પણ માર છે,
એવા સદાચરણી— ૩

વિદ્યા વડે વિનયે વિવેકે વિશ્વમાં વખણાય છે,
સહુને સુખી દેખી હૃદયમાં રોજ રાજી થાય છે;
જેને ધરા ધન ધાનના વૈભવ વિષે ધિક્કાર છે,
એવા સદાચરણી— ૪

આશા અને તૃષ્ણા તજી સંતોષ રાખીને રહે,
નિજ ધર્મની શુભ ધાંસરી જે કોડથી કાંધે લહે;
ઉપકાર કરવા અન્યને જેનો વડો વેપાર છે,
એવા સદાચરણી— ૫

સત્સંગ સાચા સંતને ગુણવંતનો જેને ગમે,
ખગળ લોક ખાર કદી કરે અપરાધ ખાંતે તે ખમે;
જેને જગતમાં જન્મથી ઇશ્વર તણો આધાર છે,
એવા સદાચરણી— ૬

આ જગતમાં જેને જડે અનુકુળ સુંદર કામિની,
પ્રિય પુત્રના સંતોષથી, સેવા કરે જે રામની;
ધન જનતણો સમુદાય સારો સંપને ઘરબાર છે,
એવા સદાચરણી— ૭

ચિંત્તા ચીતામાં ચિત્ત જેનું લેશ પણ તા'તું નથી,
પરધન અને પરધામ જેને જન્મથી ખપતું નથી;
અતિ દુષ્ટ દુર્ગુણ દોષથી જે હૃદયમાં ડરનાર છે,
એવા સદાચરણી— ૮

ભય હોય ભારે તોય પણ જીભે ન ભુંડું ભાખતા,
ચંચળ થતાં પણ ચીતને વૈરાગ્યથી વશ રાખતા;
કલ્યાણકારક કામને જે કરવડે કરનાર છે,
એવા સદાચરણી— ૯

જેનાં કટાય ન કાળજાં કંદર્પના કાટે કરી,
ચતુરા તણા ચાળાવડે જે ચતુર જાય ન ચાતરી,
જે દુઃખ દેખી દીનનાં હૃદયે દયા ધરનાર છે,
એવા સદાચરણી— ૧૦

આશા અને તૃષ્ણા તણા જે પાશમાં પડતા નથી,
જે દુઃખ દેખી દુષ્ટીએ હૃદયે કદી ડરતા નથી;
જેને મને અખિલેશરૂપે જગતનો આકાર છે,
એવા સદાચરણી— ૧૧

મદ મોહથી કે મત્સરે મદમાં નથી આવી જતા,
વિષયો તણી વાતો સુણી શ્રવણે નથી વ્યાકુળ થતા;
જપ તપ કરી જગદીશનું જે ધ્યાન શુભ ધરનાર છે,
એવા સદાચરણી— ૧૨

વર્ણાશ્રમોના ધર્મને શુભ કર્મ પાળે પ્રિતીથી,
વ્યવહારને પરમાર્થમાં ચુકે નહિ જે નીતિથી;
જેને શરીરે સર્વદા સદ્ગુણતણા શણગાર છે,
એવા સદાચરણી— ૧૩

જેને સદા સુખ પામવાને સર્વ રીતે લાગ છે,
જેને ઉપર આશક્તિ પણ અંતર વિશે વૈરાગ્ય છે;
તન મન અને વાણી તણો જે વેગ વશ કરનાર છે,
એવા સદાચરણી— ૧૪

રસના તણો રસ જીતવા જે જગતમાં બળવાન છે,
જેને જગતમાં સર્વદા મ્હોટાઇવાળું માન છે;
નૌતમ નિવૃતિ વડે સદા સંસાર જે તરનાર છે,
એવા સદાચરણી પુરૂષને સુખદ આ સંસાર છે. ૧૫



# અગાઉથી ગ્રાહક થઈ અમોને આશ્રય આપનાર સજ્જનોનાં મુબારક નામ.

---

## મુંબાઇ

રા. રા. ગોકળદાસ નારણભાઇ
„ „ ધરમસી મગનલાલ
„ „ પોપટલાલ ચત્રુભુજ દવે

## સુરત

રા. વીજુલાલ પ્રેમચંદ રાણા
રા. વાઘજી હરિભાઇ બારોટ
રા. મોતીલાલ દાજીભાઇ
રા. ગીરધર ભાણજી
રા. ત્રિભુવન કહાનજી શર્મા
રા. પ્રાણજીવન આત્મારામ માસ્તર
રા. નગીનદાસ વી. સુરતી ડોક્ટર
રા. નાનાભાઇ જમનાદાસ
રા. હુસેનભાઇ મહમદભાઇ
રા. ભાઇચંદ ઘેલાભાઇ
રા. નગીનલાલ મનસુખલાલ
રા. મહેતાજી મગનલાલ
રા. મગનલાલ એમ૦ ખંભાતી
રા. હરીભાઇ હીમતસીંગ ખંભાતી
રા. પ્રહેલાદજી દાજીભાઇ
રા. ગોરધનભાઇ વ્હાલાભાઈ શર્મા
રા. દામોદર અભેસીંગ

## કડોદ

રા. ગીરધરલાલ પુરૂષોતમદાસ
રા. છોટાલાલ કેવળચંદ
રા. મણીલાલ જીણાભાઇ

## માંડવી.

રા. હરગોવિંદ કુબેરજી

## દરાહ

રા. ત્રીકમલાલ દોલતરામ સ્ટેશન માસ્તર
રા. મગનલાલ નારણભાઇ ડે. સ્ટેશન માસ્તર
રા. ગની ઉમરભાઇ
રા. ઇસાભાઇ મુસાભાઇ

## ચીખલી

રા. શિવલાલ કહાનજી બ્રહ્મભટ્ટ

## ગોધરા

રા ડાહ્યાભાઇ ઉકાભાઇ ખંભાતી

## તારાપુર

રા. પુરૂષોતમ દોલતરામ સ્ટેશન માસ્તર

## અડાદરા

રા. આરતભાઇ ઉકાભાઇ ખંભાતી માસ્તર

**નડિયાદ**

રા. મણીભાઇ નારણભાઇ શર્મા
રા. સોમાભાઇ પુરૂષોતમ

**ઇલાવ-કીમ**

રા. કાવસજી અમનજી ઇલાગીયા

**ઓરણ**

રા. બાપુલાલ મોતીસીંગ બારોટ

**મરોલી**

જાગીરદાર. બહાદુરસીંગ ખુશાલ-
સીંહ બારોટ

**રાજકોટ**

રા. મોહનલાલ જેસિંગભાઇ
બ્રહ્મભટ્ટ માસ્તર

**ધરમપુર**

રા. દસોદી કેસરીસીંગ બહાદરસીંગ
" " અભેસીંગજી
રા. રા. ઉમેદસીંગજી. પ્રાઇવેટ
સેક્રેટરી

**ચોટીલા**

રા. ડૉ. મણીલાલ જેસિંગભાઇ

**કંબોલા**

રા. કેશવલાલ મોહનજી.

**બાદનેરા**

રા. એ. બી. રાવ ડૉકટર સાહેબ

**વડોદરા**

રા. પોપટલાલ ઇશ્વરલાલ શાહ

**ખંભાત**

રા. મગનલાલ ફુલચંદ માસ્તર
રા. તળસીભાઇ પરશુજી માસ્તર
રા. કંટ્રાકટર જીણાભાઇ ડુંગરભાઇ
રા. બેચરભાઇ મોહનજી
રા. છોટાભાઇ પ્રહેલાદજી
રા. ફુલાભાઇ શંકરભાઇ
રા. શિવલાલ પીતાંબર માસ્તર
રા. મોતીભાઇ ત્રિકમભાઇ
રા. કુબેરજી બાવાજી
રા. છગનલાલ જીણાભાઇ
રા. વજેસંગ જેસંગભાઇ તલાટી
રા. ગીરધરલાલ મોટભાઇ માસ્તર
રા. છગનલાલ મોહનલાલ માસ્તર
રા. અંબાલાલ જેઠાલાલ રેસમવાળા

**અમદાવાદ**

રા. મગનલાલ દેવાભાઇ ખંભાતી
રા. ઇશ્વરલાલ ઓધવજી. ગોમતીપુર
રા. પુરૂષોતમ મુલજીભાઈ જાશપુરા.
રા. દોલતરામ દામોદર તારાપુરા
રા. લલ્લુભાઇ મોતીભાઇ, નહાપાના
રા. ત્રીભોવન કાલીદાસ નડીયાદ.

નવસારી એકઝીબીશનમાં મેળવેલા બે ચાંદ !

ગુજરાત કાઠીયાવાડના રાજા રજવાડાઓનાં મેળવેલાં

ઊત્તમ સર્ટીફીકેટો ! !

મુંબઇની વેટરીનરી કાલેજના પ્રોફેસર ધાકમારવાલા અને શ્રીમંત ગાયકવાડ સરકારના વેટરીનરી હોસ્પીટાલ (જનાવરોનુ દવાખાનું) ના સરજને પાસ કરેલો

એન૦ વી૦ સુરતીનો બનાવેલો

# ઘોડાનો અને બળદનો મસાલો.

ટ્રેડ માર્ક.



આ મસાલાથી જનાવરોનું લોહી સુધારે છે, જનાવરો શરીરે તૈયાર અને પાણીદાર થાય છે, અને ઘણુંજ શક્તિવાન થાય છે, માટે તમારા ઘોડાઓ અને બળદો માટે આ મસાલો જરૂર વાપરો. ૧૫ દીવસના મસાલાના ડબાનો રૂ. ૧)

**લચકાયલા અગર દુખતા ભાગપર માલીસ કરવાનું તલ.**

કીમત શીશી એકના રૂ. ૦—૮—૦

**(ઘા) જખમને લગાડવાનો મલમ.** ડબી એકના રૂ. ૦—૪—૦

**ખુજલીની દવા.** શીશી એકના રૂ. ૦—૮—૦

( દરેક દવાનું બહારગામ વી૦ પી૦ ચાર્જ જુદું. )

એ સીવાય હમારે ત્યાં જનાવરોના દરેક રોગોની રામબાણ દવા કરવામાં આવે છે માટે એક વખત કામ પાડી જરૂર ખાત્રી કરો.

એજંટ—ધી રાંદેર ટ્રેડીંગ કુંપની લીમીટેડ. સુરત.

**નગીનદાસ વી. સુરતી.**
જનાવરોની પેટંટ દવાઓ બનાવનાર તથા વેચનાર. સૈયદપુરા કડીઆશેરી—સુરત.

મજાનો સંપૂર્ણ વિશ્વાસ પામેલી



# ધી ઇન્ડીયન



# જ્વેલરી

# વર્કશૉપ



સોના અને ઝવેરાતના ફેન્સી દાગીના

## બનાવનાર.

બાબુ પુરૂષોત્તમ મુળજી, બ્રહ્મભટ્ટ.

રીચીરોડ--રતનપોળને નાકે-લીંબુ પોળ,

# અમદાવાદ

### ચાલુ જમાનાની નવી ફેશન

લેછે રોકડા દામ, કરે છે મનપસંદ કામ;
છે રાજનગર મુકામ, મોટું મેળવ્યું છે નામ.

# સોનાના નવા તથા જુના દાગીનાને

## મશીન પૉલીસ બનાવનાર,

# બાબુ એસ. એન. મંડલ.

રીચીરોડ—રતનપોળ,
અમદાવાદ.



બહારગામના પારસલથી આવેલા ઓર્ડરોને પણ તાકીદે પુરા કરી આપવામાં આવે છે અને ખાત્રી લાયક કામ થાય છે.

# મર્ઝીના.

મજબૂત, લઠ્ઠપઠ, ભરાવાદાર આંગ, અને પીંક ગુલાબી રંગના ચેહરા સાથનાં સ્ત્રી પુરુષો સાથે તમો તમારૂં અંગ સરખાવી જુઓ અને જો તમને તમારાં બેડુલાં ડાચાં, સુકલકડી અંગ, અને ફીકા ચેહેરા માટે પરીતાપ થતા જણાય તો પેહેલી તકેજ મર્ઝીના વાપરવાના ચોક્કસ ઠરાવ ઉપર આવી જશો. કારણ કે શરીરમાં લોહી અને વીર્યને સુધારવા તથા વધારવા માટે મર્ઝીના જેવી કોઇ દવા આજ સુધી હાથ લાગીજ નથી. મનુષ્ય જીવનના કોઇ પણ સમય, વર્ષની કોઇ પણ રૂતુ, જીવનના આધારરૂપ ગણાતા કોઇ પણ જાતના ખોરાક અને કોઇ પણ દેશનાં હવા પાણી મર્ઝીના વાપરવા માટે પ્રતિકુળ નથી. ટુંકમાં દુનિયામાં ઉંચામાં ઉંચી શક્તિની દવા એકલી મર્ઝીનાજ છે. કીંમત રૂ. ૩) વી. પી. થી રૂ. ૩।

## જસમાઇન ઇન્ડિયા એજન્સી.

**કાલબાદેવી રોડ રામવાડીને નાકે—મુંબઇ.**